# કોડિયાં

[ કાવ્યસંગ્રહ ]



કૃષ્ણલાલ શ્રીધરાણી

ચિત્રો : સોમાલાલ શાહ

૪૦૫ ૧૭-૪-૧૧



પ્રકાશક

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

૧૯૯૦ ૧-૪-૦ મે

# બે બોલ

ભાઈ કૃષ્ણલાલ શ્રીધરાણીને ગુજરાત ઓળખે છે; આ સંગ્રહથી વધારે ઓળખશે.

ભાઈ શ્રીધરાણી અને સમાજની વચ્ચે પ્રસ્તાવનાનો લાંબો અંતરાય હું શા માટે નાખું ? જે કાંઇ બોલવું હોય તે આ સંગ્રહ ભલે બોલે

આ સંગ્રહ માટે લેવાયેલ કેટલાંક કાવ્યો જુદાં જુદાં સામયિકોમાં આવી ગયાં છે. તે ફરી વાર અહીં છાપવા આપવા બદલ તે તે સામયિકોનો એકીસાથે અહીં ઉપકાર માનું છું.

નાનાભાઈ.

# અનુક્રમણિકા

## લેખક તરફથી

અત્યાર સુધીનાં મારાં પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ કાવ્યોમાંથી થોડાં અહીં એકઠાં કર્યાં છે.

ભાવનગર
૬, ૩, '૩૪

કૃષ્ણલાલ શ્રીધરાણી

......................................................જીવનદેવતા મંદિરે !

હૈયાતણું હું રચું એક કોડિયું !
આંસુ સર્યાં, દીપકતેલ સાંપડ્યું !



................................જીવનદેવતા મંદિરે !

હૈયાતણું હું રચું એક કોડિયું !

આંસુ સર્યાં, દીપકતેલ સાંપડ્યું !



આ દીપમાળા બે અટારીઓમાં ગોઠવી છે. બન્ને એકાદ વર્ષને અન્તરે 'કૌમુદી'માં પ્રસિદ્ધ થઈ છે. આમાં જીવન-દેવતાને ધરેલા ઊર્મિપ્રદીપોનો સમાવેશ છે. જીવનદેવતા અને જીવનના સંબંધાયુમાં બુદબુદની માફક ઉપસી આવતી કેટલીક ધન્ય ક્ષણોને આમાં ટપકાવી લેવામાં આવી છે. પહેલી અટારી શણગારતી વેળા વિદ્યાપીઠના સૈનિક તરીકે અહિંસક સંગ્રામમાં હતો. બીજી અટારી શાંતિનિકેતનમાં ગોઠવી; એટલે ઠીંકરા ઉપર સહેજ રંગો પૂરાયા છે, અને શિખાનું અજવાળું પ્રચ્છન્ન બન્યું છે. થોડાએક મને અત્યંત પ્રિય થઈ પડેલા બંગાળી શબ્દો અને પ્રયોગો પણ એમાં સરકી ગયા છે તે મારા લક્ષ બહાર નથી.



કોડિયાં





# અટારી પહેલી

: ૧ :

ચડી ચડી પર્વતની કરાડો,
પૂજારી કો મંદિર તાહરે જતો;
પૂજા કરી પાવન અંતરે થતો,
પૂજા તણો માર્ગ ન મેં સ્વીકાર્યો.

ધરૂં દીવો સાગરમાં પ્રકાશનો?
કદી ઘમંડી નથી હું થયો પ્રભો!
સુવાસીને મંદિર લાવું સૌરભો?
નથી કર્યાં કર્મ કદી ગુમાનનાં!

અંધારના ઘુમ્મટ ઘોરમાં પડ્યો,
આંધી ઉરે એક મહાન વાઈ;
દીવી ધીમી અંતરની બુઝાઇ,
અને ધુંવો અંતર ચક્ષુને નડ્યો.

પૂજારીને મંદિર આવશો, પ્રભુ?
પ્રદીપવા અંતર દીપ—કોડિયું?

❧

: ૨ :

મહેલથી નિત્ય જતાં સરોવરે,
તને પગે કંટક ખૂબ વાગતા;
ગુલાબ ને ડોલર પાથર્યાં થરે,
કરેલ તેં ઝાકળબિંદુ છાંટણાં.

સુકોમળે ડંખથી પાંખડીને
તને પીડાતો નીરખી શકી ના;
" હૈયા તણી ચાંખડીઓ ઘડી બે,
ને આંખડી બે મઢી અંગૂઠીમાં—

" ધરૂં તને." હું મનમાં વિચારૂં,
ત્યાં તેં જ આદેશ મહીં ઉચ્ચાર્યું;
" ઉરે ઉઠે ચાંખડી કાજ ભાવ,
હૈયું અને આંખડી ના ધરાવ ? "

નૈવેદ્યનું મૂલ્ય હવે વધી ગયું !
અભેદ તારા મહીં તેં અનુભવ્યું !

: ૩ :

" ઉઘાડજો મંગલદ્વાર ઓ પ્રભુ !
ધ્રૂજી રહ્યો: શીત સમીર વાતો;
ઠરી થયું હીમ શરીર આ સહુ,
અંધાર ઘેરો મુજ આંખ છાતો."

કરી કરી મેં વિનતી હજારો,
મંદિરનાં દ્વાર ન તેં ઉઘાડચાં;
ન આવતો પ્રેમલ શબ્દ તારો,
સમા હવે ધીરજના ખુટાડચા.

હવે ન મારે મૃદુ ગાન ગાવાં,
હવે ન ઉભાં તુજ દ્વાર ધ્રૂજવું;
હવે ફસાડો મથું હું હલાવા,
ન જંપવું, ના જરી જંપવા દઉં.

અફાળું હું સાંકળ ખૂબ જોરથી !
ન ખોલ તો ગાન કરૂં હું શોરથી !



: ૪ :

સંસારના સૌ વમળે મૂંઝાઇ,
નિષ્ઠૂરતા – કંટકથી ઘવાઈ,
અતુષ્ટિના તાપથી ધૂંધવાઇ,
પળી રહ્યો સાગર આપઘાતના !

ભરૂં ડગો જ્યાં સુણું શબ્દ તારો,
પેખું ધર્યો હસ્ત ઉગારનારો;
ઝણી રહ્યા અંતર બીન તારો;
ગયો બચી પાપથી આત્મઘાતના !

હું જાણું તું ના ફરી બોલવાનો,
અમીભર્યાં નેન ન ખોલવાનો;
ન આંસુ મારાં કદી મોલવાનો.
વધ્યો વચન એક: હવે ન કાસના !

સુષુપ્ત મારા પડઘા ઝણી ગયો !
આત્મોન્નતિના કલમા ભણી ગયો !

: ૫ :

ભમે બીજાં પાછળ માહરી અને,
હું તાહરી પાછળ તો ભમી રહું;
દુઃખી કરૂં હું તલસાવી સર્વને,
અને હું તારા દુઃખથી દુઃખી બનું.

પૂજે મને ભાવથી પ્રેમીઓ બધાં,
અને હું ઘેલો થઇને પૂજું તને.
રીઝાવવા અંતર સર્વ પાથરે,
તને રીઝાવું, ધૂન એ રહે મને.

રીબાવ તોયે તુજ પાસ આવું,
રીબાવું જેઓ મુજને સુખી કરે.
રટે મને—સર્વથી દૂર જાઉં,
અને તને એક રટું હું અંતરે.

ન જાણું નેને તુજ જાદુ શું ભર્યું ?
ત્હારે દુઃખે કો સુખ છે મીઠું ઠર્યું !

: ૬ :

તળાટીએ નિર્જન આ ગિરિતણી,
પડી રહું નિર્બળ હું અપંગ.
પ્રયાણ કાજે ઉઠતા ઉમંગ,
રડી રહું દુઃખથી જોઇ તું ભણી.

આકાશના ઘુમ્મટને અડેલો,
મંદિરનો ઘુમ્મટ જોઈ તો રહું;
ઉડી શકું તો ઉડવા ઘણું ચહું,
રડી રહું અંતરમાં અકેલો.

અંધારની ઘોર પ્રશાન્ત છાયા,
આકાશ ને પર્વતમાં છવાતી;
વિભાવરી મંદ સુવાયુ વાતી,
મંદિરમાં દીપક સો મુકાયા.

ટમે ટમે દીપકની દીવેટ,
પડી-રડી દૂરથી જોઇ હું રહું.
પેટાવવા દીપક તો જવું ઘણું,
દીવો થતો અંતરનો અચેત.

પૂજારી કેવો, પ્રભુ ! ભાગ્યવંતો ?
ચડી ચડી પર્વત ત્યાં દીવો કરે;
કરી દીવો અંતરમાં પ્રભા ભરે.
અપંગ હું અંતરમાં રડંતો.

ત્યાં તો પ્રભા ભાસ્કરની છવાય,
યાત્રી નમી સર્વ કરે પ્રયાણ.
અને હું સૂતો મુડદા સમાન,
પ્રભાતિયું મંદ સમીર ગાય.

સુણું પગોના રવ યાત્રીકેરા,
મથું મથું તોય ઉઠી શકું નહિ.
પેસી જઉં થાય, પ્રભો ! ધરામહીં;
ઉઠે ઉરે ભાવ અનેક ઘેરા.

સુણું સુતો હું રવ મંદ ઘંટના,
હૈયું કૂદે ! અંગ શિથિલ થૈ પડે.
અપંગતા અંગની આડી તો નડે;
હૈયું દી પાર પડે દિગન્તના.

ચડી શકું પ્હાડ નહિ અપંગ હું,
ન આવી દીવો તુજ પેટવી શકું.

નૈવેદ્ય ભક્તિ નવ હું ધરી શકું,
અપંગને માફ કરે ન શું પ્રભુ ?

નથી કને દીપક કાજ કોડિયું,
ન રોપવા એક સળી દીવેટની;
નથી પ્રભુ ! હામ કશીય ભેટની,
નથી કને દીપક તેલ તો પડ્યું.

હૈયા તણું હું રચું એક કોડિયું !
આંસુ સર્યાં: દીપક તેલ સાંપડ્યું.

૯ : ૧૧ : ૩૦

# અટારી બીજી

: ૧ :

ગગન અંધ બન્યું; શમણે પડયું,
શ્રવણનું 'શુભ ચાંદરણું ચડયું:
જગતના સહુ શ્વાસ કરી ધીમા,
હૃદય જાગૃતિ–બિન્દુ દડી પડયું.

પવનના હંસરાજ શમી ગયા,
ચમન, કાનન મૂઢ થઇ રહ્યાં;
સુરનદી તણી પારસ વેલથી,
ઝબક–તારક–ફૂલ કંઈ ખર્યાં.

કરી છુટો ભુજપાશ ઉભો થયો,
ટમકતો વન–અન્ત દીવો લહ્યોઃ
નિગૂઢમાં નિજ નેન નમાવતો,
અલખ દંડ નમી કરમાં ગ્રહ્યો:

નવ પ્રિયા ભણી નેન વળ્યાં જરી !
ટમકતે દિલ આંખડીઓ ધરી !

૬ : ૨ : ૩૨



: ૨ :

અહમઅહમી જાણું: હું-તું રમણે ચડ્યાં!

અવનિપટનાં ઉદ્યાનોમાં ભમ્યો ભમરો બની,
ચમન વગડે તાનો લીધી—ફૂલે ફૂલને ગમી.
કમળદળથી વારિબિન્દુ સરી સરકી પડે,
સુમન ખરતાં ઝોળી મારી ભરે લચકી પડે.

ચરણ ધરવા આવ્યો તારે, સુધાસ્મિત તેં કર્યું,
વીણી વીણી ફૂલ સકળ તેં ઉરે સંઘર્યું.
સુઝાતાં એ જરીક કુમળાં, પ્રેમીનાં પ્રેમ દીધાં,
આંસુ સારી, હૃદય સુકવી, તેં ફરી સ્નિગ્ધ કીધાં.

"જીતી જાશે પ્રણય-પરણે?" મેં ઉપાડી કુહાડી,
હૈયું ચીર્યું હૃદય ઘડવા એક તારી સિતારી.
"કોનું? કોનું?" વચન વદતી? ચક્ષુ મારાં ઉઘાડ્યાં,
તારે હૈયે રુધિરઝરડ્યા મેં લીસોટા ઉઠાડ્યા?

"હારી:" "હાર્યો!" "વિજય ન ખપે!"
—નભે પડઘા પડ્યા!

૧૨ : ૨ : ૩૨

: ૩ :

ત્રિકાલકેરો કરી માનદંડ,
પ્રકાશની તારત્રયી મઢી લઈ,
પ્રચંડ ભાનુતણી અંગૂઠી કરી,
અશ્વિનીએ સાદ કર્યો પ્રચંડ—

“વિરાટ! તારૂં જયગાન ગાવા,
તંબૂરનું એક અનન્ત તુંબડું,
દઈ શકે તો મુજ દંડમાં મઢું,
સંગીત એ શાશ્વતને સમાવા!”

વિરાટનું સોણલું તો સરી પડ્યું,
ધીમે રહી અંતર ખોલી આપ્યું;
અનન્ત એવું અવકાશ વ્યાપ્યું;
અશ્વિનીને સાંપડ્યું વ્યોમ-તુંબડું.

સંગીતના શાશ્વત બોલ થીજતાં!
તારા બની તુંબમહીં દીવા થતા!

૧૬ : ૨ : ૩૨



: ૪ :

પ્રવાસ મેં જીવનનો પૂરો કર્યો,
સ્વધામ જાતો પગલે ઉતાવળા:
ભંડાર મારો જગને પગે ધર્યો,
રીઝાવવા હાથ મૂકેલ મોકળા.

માન્યું કને સર્વથી શ્રેષ્ઠ ભેટ,
હતી પદે અંતર-દેવ આપવા.
સખા સખી પ્રેમલ સ્ત્રી સમેપ,
લાગ્યો સહુ સમૃદ્ધિને ઉડાવવા.

રાખ્યું હતું અંતર આપવા પદે,
ચોરી ગયું કોઈ ન હાથ આવતું.
પ્રભુ! સખા! દેવ! દયા નહિ ઘટે,
હરાસીને હેત ન ઘેર લાવતું.

ભવાટવીની ભમતો લૂંતાવળે!
ખોજીશ એ અંતરને ઉરે ઉરે!

૨૧ : ૨ : ૩૨

: ૫ :

ધડાકશાં દ્વાર પીછે પછાડી,
ત્યજી હઇ આસન કેમ ભાગતો ?
હૂંફે ભર્યાં પ્રેમપલંગ છાંડી,
એકાન્ત આ કાનન લોમ જાગતો ?

"હસી હસી દ્વારદ્વયી ઉઘાડ્યાં,
જરાક જ્યાં સાંકળનાદ તેં કર્યો !
ધરેલ તેં પુષ્પ બધાં સ્વીકાર્યાં.
અબોલડા તોય ?" શું પ્રશ્ન ઉચ્ચર્યો ?

હૈયું નિચોવી ચરણો નવાજું,
ન તોય તું પિંજરમાં પ્રપન્ન !
શરીર–તંતુ–ઇસરાજ બાજું
માન્યું, થતો તોય ન તું પ્રસન્ન !

જરા રડું ત્યાં અપનાવ ના હરિ !
ઉરે ઉંડી ભૂખ દુરાધ્ય દેવની !

૨૯ : ૧ : ૩૨

: ૬ :

"નથી તને નીરખવો !" મને કરી,
મૂર્તિ કથા મંદિર–દ્વાર ત્યાગતો;
પહાડના પત્થરમાં જઉં સરી,
પદે પદે સ્પર્શ તથાપિ જાગતો !

"સેતાનનું રક્ષણ પામવા !" કરી,
સ્વરૂપના બાહુમહીં લપાતો !
એ આંખમાં પ્રેમપ્રકાશને ભરી,
કપોલમાંયે સરતો છુપાતો !

સ્તુતિ, પૂજા, આરતી, ઘંટનાદ,
ભણી ભર્યાં કાનમહીંય પૂંમડાં !
અબોલ આ અંતરને નિનાદ,
ઘમંડના ઘુમ્મટ તો દડી પડ્યા !

'કાં હું ન–કાં તું નવ !'–તું અપાર !
તો હું મટું 'હું'–બનવું અસાર !

૨૫ : ૨ : ૩૨

: ૭ :

કદંબની કુંજ મહીં વીંટાઇ,
ભૂરૂં લૂરૂં હાસ્ય હસંત ખોળરૂં;
જરીકશી ડાળ જલે છવાઇ,
લળી લહે બિમ્બ જલારસે દડ્યું.

ગુલાબ ને બોરસલી બિછાવી,
કર્યો ઝૂલો ઉર્વશી-ઉત્તરીયનો;
સમીરની હીરસળી લગાવી
કવિ કરી પોઢવી એ ઉરે મને—

ઝૂલાવતી પાલવનૃત્ય તાલે,
સુરાંગના પ્રેષિત તું કૃપાએ;
માગ્યું હતું મેં, સઘળું ન્યોછાવી,
દીધો સુખે તેં મુજને પરોવી.

રૂવે રૂંવે આ સુખશૂળ વાગે !
સુખી ઉરોને ભગવાન ત્યાગે !

૩ ' ૩ , ૩૨

"હતાં સહુ દ્વાર મૂક્યાં ઉઘાડાં,
તું આવશે એક દિ' એમ ધારીને;
વૃશ્ચિક ને ઝુમ્મર સોળ તારા,
જલાવતો નિત્ય તને પુકારીને.

"સ્મશાનમાં આમ ઘટે ન શય્યા,
અકાળ આ મૃત્યુની સોડ તાણવી:
સન્માન કે કોલ વિના સમૈયા,
મારી તને પાંખ સદા પ્રમાણવી!"

આંખો બની વાદળી વર્ષવા કરે,
હૈયાતણા થાય સહસ્ર ચૂરા:
પિયુતણા પાદ પખાળવાને
આંખો તણા સાગર તો અધૂરા.

"પ્રિયા, વચન એક ન કેમ બોલે?
નથી હજી રોષ શમ્યો સખા પરે?
અમીભર્યાં નેન નહિ જ ખોલે?
અયોગ્યને લેઇશ ના શું અંતરે?"

"ધ્રૂજો દિશાના દિગપાલ ચારે!
આકાશનો ઘુંબજ તો તૂટી પડો!

: ૮ :

કપાસના છોડથીં કીટને ચૂંટી,
અભાવથી માળી સુદૂર ફેંકતો:
સ્વરૂપ મારૂં હતું તે લઈ લૂંટી,
ફરી મને ક્રૂર બની ઉવેખતો.

ભાંગી ગયાં ઢીંચણ, ધૂળમાં પડી,
ત્યજાયલી–વિસ્મૃત હું તિરસ્કૃત:
ફરી ફરી બાગ મહીં હું આથડી,
પડી વળી પાટુ અનેક નિભૃત.

“આ જીવનો અંત અકાલ આણું!”
લહી રૂંતી ખાખસહીં સ્મશાનમાં;
નિસાસની મૃત્યુની સોડ તાણું;
સંજીવની કોઇક ગાય કાનમાં.

“પ્રિયા! તને મેળવવા યુગો યુગો,
એકી ટસે રાહ ધરી ઉભો હતો:
વિમુખ તારા મુખચંદ્રને મૂંગો,
લહી લહી વાદળી વર્ષતો હતો.

"હતાં સહુ દ્વાર મૂક્યાં ઉઘાડાં,
તું આવશે એક દિ' એમ ધારીને;
વૃશ્ચિક ને કુમ્ભર સોળ તારા,
જગાવતો નિત્ય તને પુકારીને.

"સ્મશાનમાં આમ ઘટે ન શય્યા,
અકાળ આ મૃત્યુની સોડ તાણવી:
સન્માન કે કોલ વિના સમૈયા,
મારી તને પાંખ સદા પ્રમાણવી!"

આંખો બની વાદળી વર્ષવા કરે,
હૈયાતણા ઘાય સહસ્ર ચૂરા:
પિયુતણા પાદ પખાળવાને
આંખો તણા સાગર તો અધૂરા.

"પ્રિયા, વચન એક ન કેમ બોલે?
નથી હજી રોષ શમ્યો સખા પરે?
અમીભર્યાં નેન નહિ જ ખોલે?
અયોગ્યને લેઇશ ના શું અંતરે?"

"ધ્રૂજે દિશાના દિગપાલ ચારે!
આકાશનો ગુંબજ તો તૂટી પડ્યો!

પૃથ્વીતણું પેટ ચીરી પ્રહારે,
ત્રિલોક-જેતા જમરાજ ઉપડો!

"પિયુતણાં વેણ નથી ખમંતાં,
કસોટી મારી થઇ ખૂબ આકરી;
જૂની સ્મૃતિનાં દળ ઉભરાતાં,
મૂકો મને એકલી આ ખસા કરી!

"અમીભર્યાં નેન નહિ ઉઘાડું?'
એવો પૂછ્યો પ્રશ્ન મને વિલક્ષણે.
લજ્જાતણા પર્વત શે ઉપાડું,
થીજી ગયા જે પ્રણુમેલ પાંપણે?

"મદારીની મોરલી એકદા હતો!
અને હું તો નાગણી જેમ નાચતી;
અણૂજ જાણી મુખ ફેરવી જતો!
પડી પડી પાય હું પ્રેમ યાચંતી

"પતંગશા તેં ફૂલયજ્ઞ માંડ્યા,
ઉઠી ઉઠી પુષ્પ અનેક સૂંઘતો;
પ્રિયાતણાં અંતર તેં દઝાડ્યાં,
ક્ષણે ક્ષણે સ્નેહલ ઉર રૂંધતો.

"પડી ધીમા સર્વ ગયા પછાડા,
ત્યજાયલો તું ફરી દ્વાર આવતો.
રડી રડી પાયદ્વયી નવાડ્યા,
'ક્ષમા,ક્ષમા!' યાચનશબ્દ લાવતો.

"પરંતુ હું તો ચડસે ચડી હતી,
ભૂમિથકી ના તુજને ઉઠાડ્યો;
ક્ષમા નહિ શાપ અનેક આપતી,
રડેલને મેં વળીયે રડાવ્યો.

"તારા સમા મેં ઉરયજ્ઞ આદર્યા,
ઉડી ઉડી પુષ્પ અનેક સૂંઘવા.
ક્ષણે ક્ષણે તાહરૂં હેત ડામવા,
દાઝ્યા પરે મેં વળી દેવતા ધર્યા.

"કપાસના છોરથી કીટને ચૂંટી,
અભાવથી માળી સુદ્દર ફેંકતો;
સ્વરૂપ મારૂં હતું તે લઈ લૂંટી,
ફરી મને ક્રૂર બની ઉવેખતો.

"ભાંગી ગયાં ઢીંચણ, ધૂળમાં પડી,
ત્યજાયલી–વિસ્મૃત હું તિરસ્કૃત:

અને અહીં આવતી તારી ચાંખડી,
અયોગ્યને તો કરવા અલંકૃત.

"'અમીભર્યાં નેન નહિ ઉઘાડું ?'
એવો પૂછો પ્રશ્ન મને ન આકરો:
લજ્જાતણા પર્વત શો ઉપાડું,
અબૂજને નાથ નહિ ક્ષમા કરો ?"

"સન્માન કે કોલ વિના સમૈયા,
મારી તને પાંખ સદા પ્રમાણવી !"

૧૬ : ૨ : ૩૨



ધર્મત્રિશૂળની આ ત્રણેય ફણા 'કુમાર' ના એક પછી એક એમ ત્રણ દીપોત્સવી અંકોમાં પ્રસિદ્ધ થયેલી છે. પહેલી 'પૂજારી' એ ગુજરાતના ભિન્ન ભિન્ન સાત આઠ સામયિકોમાં ફરી ફરી દેખા દીધા છે 'દેવ' પણ ઓછામાં ઓછી ત્રણ વાર તો પ્રગટ થઇ ચૂકી છે. 'મંદિર' ને વિષે પણ એટલો દાવો તો અવશ્ય કરી શકાય. ટૂંકમાં આ કાવ્યત્રિવેણી ગુજરાતમાં સારો પ્રચાર પામી છે. 'પૂજારી', 'દેવ' અને 'મંદિર' એ 'ધર્મ' નાં ત્રણ અચૂક પ્રતીકો છે. એ ત્રણ પ્રતીકો—અને તેથી ધર્મસમગ્ર વિષેની મારી માન્યતા, ખંડનાત્મક અને મંડનાત્મક, આમાં ગૂંથી લેવાનો મારો પ્રયાસ છે.



ધર્મ ત્રિશૂળ





## પૂજારી

ઘંટના નાદે કાન ફૂટે મારા,
ધૂપથી શ્વાસ રૂંધાય;
ફુલમાળા દૂર રાખ પૂજારી,
અંગ મારૂં અકળાય:
ન નૈવેદ્ય તારૂં આ!
પૂજારી પાછો જા!

મંદિરનાં આ ભવ્ય મહાલય,
બંધન થાય મને;
ઓ રે પૂજારી! તોડ દીવાલો,
પાષાણ કેમ ગમે?
ન પ્રેમનું ચિહ્ન આ!
પૂજારી પાછો જા!

સ્નેહશું સાથ અજાણે હથોડા,
ઘંટ તણો ઘડનાર;
દિન કે રાત ન નીંદર લેતો:
(ને) નૈવેદ્ય તું ધરનાર?
ખરી તો એની પૂજા!
પૂજારી પાછો જા!

દ્વાર આ સાંકડાં કોણ પ્રવેશે ?
બહાર ખડી જનતા;
સ્વાર્થતણું આ મંદિર બાંધ્યું,
પ્રેમ નહિ પથરા:
ઓ તું જોને જરા !
પૂજારી પાછો જા !

માળી કરે ફૂલ મહેકતી વાડી,
ફૂલને તું અડ કાં ?
ફૂલ ધરે તું: સહવા એને,
ટાઢ અને તડકા !
એ તે પાપ કે પૂજા ?
પૂજારી પાછો જા !

ઓ રે પૂજારી ! આ મંદિર કાજે,
મજૂર વહે પથરા;
લોહીનું પાણી તો થાય એનું,
ને નામ માટે નવરા ?
અરે તું ના શરમા ?
પૂજારી પાછો જા !

ખેડૂતને અંગ માટી ભરાતી,
અર્ધ્ય ભર્યો નયનમાં;
ધૂપ ધર્યો પરસેવો ઉતારી,
ઘંટ બજે ઘણમાં:
પૂજારી સાચો આ!
પૂજારી પાછો જા!

૬ : ૮ : ૨૯

# દેવ

કંકુ ઘોળી કંકાવટીઓ એ,
ચોખે ભર્યાં એ થાળ;
નૈવેદ્યનાં શત છાબડાં લીધાં,
ફૂલ અને ફૂલમાળ:
હું ને એ મંદિર ચાલ્યાં,
અમારા દેવ વધાવા!

ઘંટ વાગે ને શંખ ફૂંકાયે,
ફોરતા ધૂપસુવાસ!
ધન સોનાના ઢગલા થાતા,
દેવનાં પગલાં પાસ!
પ્રભુનો પ્રેમ વધાવા,
આવે સૌ ધન ધરાવા!

હસતી એ તો દ્વારમાં પેઠી,
થંભી ગયા મુજ પાદ!
ઝાંઝ પખાજ સહુ વિસરાયા,
આવ્યા નિશ્વાસના નાદ!
મંદિરનાં દ્વાર આગાડી!
સૂણું હું કકળતી નાડી!

લૂલાં, ઠૂંઠાં કે દીન ભિખારી,
ભૂખે પીડાતો સમાજ !
ફાટ્યા તૂટ્યા ચીંથરાથી ગંધાતા,
ઢાંકતા દેહની લાજ !
ધરાના સર્વ નિસાસા !
થીજી આ માનવી થાતા !

કુમકુમના મેં ચાંદલા કીધા,
ચોખે વધાવ્યા દીન;
ભૂખ્યા દેવોને નૈવેદ્ય દીધા,
પાય પડ્યો હું હીન !
બધું મેં ધન લૂંટાવ્યું !
હજારોને હાથ ન આવ્યું !

હળવે મેં શણગાર ઉતાર્યા,
આપી દીધા અલંકાર;
લૂગડાં દીધાં સર્વ ઉતારી,
લાજ ન ઢાંકી લગાર:
મેં તો મારા દેવ વધાવ્યા !
આંસુડાં હર્ષનાં આવ્યાં !

હસતી મંદિરથી નીસરી એ,
સ્વસ્તિક એને ભાલ !
ધૂળભર્યા મુજથી શરમાતી,
હોય સ્નેહી શું કંગાલ ?
એના તો દેવ રંગીલા !
મને તો ધૂળનાં ટીલાં !

ભટકી એના દ્વારમાં ઉભો,
હસતી મારે કર્મ !
હુંય હસ્યો એના હાલને મીઠું
રડતાં બંને મર્મ !
ભિખારી મેં ગીતડાં ગાયાં !
પછાડી દ્વાર વસાયાં !

૧૬ : ૯ : ૩૦



# મંદિર

દેવદુવારાની ગાવડી રેણુ,
ચરતી વગડા પાર;
સાંજ નમે ને વાછરૂ જોતાં,
દૂધની છૂટે ધાર—
આંચળ એના મૂઠ ન માતાઃ
દધિના કૂપ સમાતા !

આંખડી બે એની કોડિયાં જેવી,
શિંગડી દીપક-વાટ;
કામદુધાની બેટડી રેણુ,
સંતનો ઉર ઉચાટઃ
ટણુણુણુ ઘંટડી બોલે,
દિશાનાં બારણાં ખોલે !

કેમ થતું એ કોઇ ન જાણે,
સંત રૂવે દિન રાત;
દિવસ ઉપર દિવસ ચાલ્યા,
[illegible] વાછરૂને [illegible] ધવાટઃ
રેણુનાં ધાવણ ખૂટ્યાં !
જોગીડાનાં સત શું તૂટ્યાં !

વાયરે વાયરે વાતડી ચાલી,
ફરકયા કાનેકાન;
વાળંહીંચે વાત નૃપને કીધી,
રાણીને માલણ – સાન:
"પાણો કો વગડા પારે !
નવાડતી દૂધની ધારે !"

ચારે ચોટેથી માનવ ચાલ્યાં,
ઊમટ્યા ચારે જન;
રાજા, રાણી બેઉ પાલખી બેઠાં,
જોગીનાં ફૂલતાં મન:
જંગલમાં સંગળ થાતાં !
જનો હૈયેહૈયાં દળાતાં !

શેવતીમાં શિવલિંગ છૂપાયું,
ઉપર છાતીમ-છાંય;
રેણુડી મોકળે આંચળ ઉભી,
દૂધની ધારે નહાય:
ધતૂરાનાં ફૂલડાં ડોલે !
બપૈયા બે ડાળીએ બોલે !

લંકાદ્વીપેથી સોનાં મંગાવ્યાં,
રેવાના આરસપ્હાણ;
એશિયા ઉરથી શિલ્પવિશારદ,
નાંગરે આરે વ્હાણ:
મહા ઘોર ઘુમ્મટ બાંધ્યા;
ધરા આભ થાંભલે સાંધ્યાં!

મધ્યમ દેશનું ઈંડું ચડાવ્યું,
જાવાના ઝૂલતા ઘંટ;
હીરા ખોદી શત ખાણના ચોડ્યા,
વાવટા વ્યોમ ઉડંત:
નવે દ્વીપ નામના ગાજે!
આવે લોક દર્શન કાજે!

પુરમહીં દીપમાળ રચાઈ,
શેરીએ પાથર્યાં ફૂલ;
માનવીથી ભરચક ઝરૂખા,
ઝૂલતાં તોરણ ઝૂલ:
રાજા રાણી પાલખી કાંધે,
મહીં શિવલિંગ વિરાજે!

દૂર ઉભા ઉભા ઢેઢડા જુએ,
કોઇ ન આવે પાસ;
ભીની આંખે શિવલિંગ નિહાળે,
પાથરે પથ નિશ્વાસ:
'છી! છી!' કરી મા'જન ભાગે:
ધિક્કારના ધૂતકા ગાજે!

વેદી પરે શિવલિંગ ધર્યું જ્યાં,
કંપતી ધરણી માત;
ઘુમ્મટ ફાટ્યો, આભ ધ્રૂજી રહ્યું,
સ્તંભ ખર્યા ધધડાટ:
ચીરે સાત વ્યોમ ધડાકો!
દેરે નવ દેવડો માતો!

નૃપતિના બેઉ હોઠ ધરૂજ્યા,
આંખ ઝરે અંગાર;
કંપ નહિ એની કાયમાં માતો,
જીભ ધ્રૂજે ક્ષણુ વાર:
"પાણીને ધૂળમાં રંગો!
કીચડનો રચજો દંગો!"

કોઈ નથી ઉભું ક્યાંયે નિહાળી,
ધ્રૂજતો આવ્યો ઢેઢ:
રાતનાં આંસુ વ્યોમમાં ફૂટ્યાં,
દેવગંગાનો વેઢ:
આંસુડે લિંગને ધોયું;
સૂકા વાળે અંગને લ્હોયું !

ઝૂંપડીમાં જ્યમ લિંગ મૂકાયું,
ફૂટતી અમૃત વાચ—
"સાત નભોના ઘુમ્મટ તાણ્યા,
માચે ન તાંડવ નાચ:
તોયે તારૂં ઝૂંપડું મોટું !
ત્યજાયાને ઉર આળોટું !"

૧૪ : ૧૦ : ૩૧



ઊર્મિ-ઉદ્રેકથી ઉછળતાં કાવ્યોને આ વિભાગમાં એકત્ર કર્યાં છે. આમાંનાં આઠેક 'કુમાર' માં આવી ગયાં છે; બેને 'કૌમુદી' એ પ્રસિદ્ધિ આપી છે; એક 'હિન્દુસ્તાન'ના દીપોત્સવી અંકમાં પ્રકટ થયું છે, અને એક 'નવચેતન' ના. છેલ્લાં બે અપ્રસિદ્ધ છે. એમાંનું પહેલું પંડિત ખરે માટે ખાસ લખેલું, અને બીજામાં કવિવર રવીન્દ્રનાથની એક સ્વર-રચના યોજી છે; એ બન્ને કાવ્યોમાં એ રીતે સંગીતને પ્રાધાન્ય છે.



## ભરતી મોજાં





# યુવાનને

યુવાન ! જગની કદી ન ધરતો હૃદે બીક તું,
ભલે પતિત પાતકી કહી કહી તને શાસતું.
કદાચ સઘળાં હઠી અલગ, એકલો રાખતાં,
રહી અડગ, આચરે હૃદયનો ધ્વનિ પારખી.

ભલે જગત આજ દૂર જઇ તુંજથી બેસતું,
ભલે જ અવમાનથી જગત તુંજને દેખતું;
મહાન પુરુષાર્થથી અવનિઆભ ભેગાં કરી,
સદૈવ રટજે અવાજ ઉઠતાં ઉંડા આત્મનો.

કદીક જકડે જુવાની અપરાધના પાશમાં,
કદીક મનમાં ઉઠે હૃદય ભેદતાં મન્થનો;
કદીક ઉછળાટ દારુ સઘળા મચે મારના,
કદી વિવિધ વૃત્તિનાં તુમુલ યુદ્ધ હો જામતાં.

પરંતુ પડકારથી ઝઘડજે મહા વેગથી,
નહિ ડરી ધ્રૂજી કદી શરણુ આપતો મારને;
ઉરે અડગ બાળજે અનલ આત્મશ્રદ્ધાતણો,
બાલ સમજી મારને સ્હેજ તે મહીં હોમજે.

ઊર્મિ-ઉદ્રેકથી ઉછળતાં કાવ્યોને આ વિભાગમાં એકત્ર કર્યાં છે. આમાંનાં આઠેક 'કુમાર' મા આવી ગયાં છે; બેને 'કૌમુદી' એ પ્રસિદ્ધિ આપી છે; એક 'હિન્દુસ્તાન'ના દીપોત્સવી અંકમાં પ્રકટ થયું છે, અને એક 'નવચેતન'ના. છેલ્લાં બે અપ્રસિદ્ધ છે. એમાંનું પહેલું પંડિત ખરે માટે ખાસ લખેલું, અને બીજામાં કવિવર રવીન્દ્રનાથની એક સ્વર-રચના યોજી છે; એ બન્ને કાવ્યોમાં એ રીતે સંગીતને પ્રાધાન્ય છે.



## ભરતી મોજાં





# યુવાનને

યુવાન ! જગની કદી ન ધરતો હૃદે બીક તું,
ભલે પતિત પાતકી કહી કહી તને શાસતું.
કદાચ સઘળાં કહી અલગ, એકલો રાખતાં,
રહી અડગ, આચરે હૃદયનો ધ્વનિ પારખી.

ભલે જગત આજ દૂર જઇ તુંજથી બેસતું,
ભલે જ અવમાનથી જગત તુંજને દેખતું;
મહાન પુરુષાર્થથી અવનિઆભ ભેગાં કરી,
સદૈવ રટજે અવાજ ઉઠતો ઉંડા આત્મનો.

કદીક જકડે જુવાની અપરાધના પાશમાં,
કદીક મનમાં ઉઠે હૃદય ભેદતાં મન્થનો;
કદીક ઉછળાટ દાહ સઘળા મચે મારના,
કદી વિવિધ વૃત્તિનાં તુમુલ યુદ્ધ હો જામતાં.

પરંતુ પડકારથી ઝઘડજે મહા વેગથી,
નહિ ડરી ધ્રૂજી કદી શરણુ આપતો મારને;
ઉરે અડગ બાળજે અનલ આત્મશ્રદ્ધાતણો,
બાલ સમજી મારને સહજ તે મહીં હોમજે.

કદીક લથડી પડે ગહન માર્ગની ખાઇમાં,
તથાપિ ન કહે ડરી: 'અરર, હા! હવે શું થશે?'
ઉઠી અમર હામથી યુવક તું કરે ગર્જના,
સદૈવ પુરુષાર્થથી ડગ ભરી ધપે જા ધપે!

પ્રભાતતણી સ્નિગ્ધતા નહિ ટકે કદી એકલી,
બળે ખૂબ બળે, સહે અગર તાપ મધ્યાહ્નનો;
પ્રભા ભરી પછી ઉગે સકળ વિશ્વ સંધ્યાસતી,
જુવાની બળતા બપોરસમ જીવને આવતી.

જુવાન રહી જિંદગી સકળ આમ તું ગાળજે!
કદી ન બનતો થકિત, ડગતો, મર્યો ડોસલો!

૧૯ : ૨ : ૨૮

## હું

### [ ગર્વોક્તિ ]

વિશ્વવિજેતા એક ઉભો હું,
હો ના કો ઉભવા સામે !
તાપ તપે નેત્રો મ્હારાં જ્યાં,
રૂહો ના એ જે કો વામે !
એક વિરાટ હું, વિશ્વવિજેતા, અવનિ સર્વ ખલાસ !
બીજો સ્હેનારો ન્હો જગમાં, મ્હારો પ્રખર પ્રકાશ !

એક અમર હું, સર્વ મરેલાઃ
નવચેતન હું માત્ર !
કો ન્હો મુજને જોતા જેનાં
ગલિત થતાં ના ગાત્ર !
એક અપાર હું શક્તિસાગર, અવનિ સર્વ હતાશ !
સર્જન હું, શાશ્વત હું, બીજા સઘળા હોય વિનાશ !

૧૯ : ૧ : ૨૯



# મુક્તિગાન

આવો ગુલામો, આવો પીડિતો,
તેત્રીશ ક્રોડ મળો સંતાન !
સર્વ દિશાના કાન વિદારી,
ગજાવો માતનું મુક્તિગાન !

સિંહના નાદે ત્રાડો મળી સૌ,
"સ્વામી, ગુલામ ન–સર્વ સમાન !"
જાપ જપો મુક્તિના હૈયામાં,
સ્હાય વીરોને છે ભગવાન !

[વૃંદ] સાગર ગાજે, ઘોર અવાજે,
ગાજે બાળક, વૃદ્ધ, જવાન:
આકાશ કંપે, ધરણી ધ્રૂજે,
ભારત ગજવે મુક્તિગાન !

મુક્તિ વિનાનું જીવવું શાનું ?
મુક્તિ વિના શાં બીજાં ગાન ?
મુક્તિને કારણ સર્વ સહીશું,
સ્વાતંત્ર્યથી શું સૌખ્ય મહાન ?

મુક્તિ હશે જો કાળને ડાચે,
પામશું છો અમ જાયે પ્રાણ !
પામવા એ અમ પ્રાણપ્રતિમા,
જીવિત પ્રાણ બધું બલિદાન !

# કવિ ન હું !

કવિ ન હું ! કવિ ન હું ! કવિત અન્યનાં કરી
અનેક આજ હું રડું: હજી પ્રભાત સાંપડી
અદૃશ્ય પ્રાણની મને ! હવે જગાવી ચેતના
ઉરે, લડું લડું હું વીરલો જીવીત જંગમાં !

કવિત અન્યનાં કર્યાં; હવે કવિત વીરનાં
કવિ અનેક આદરે: ચૂંટી ચૂંટી શરીરનાં
હું અંગ સર્વ યજ્ઞકુંડમાં ધરાવું જંગના.
ન પુષ્પ ચૂંટવાં હવે : રસું હું રક્ત રંગમાં.

ન વ્યોમમાં ઉડી જવું !
રણે હું વીરલો ભમું !

૩ : ૫ : ૩૦

# મુક્તપ્રાણ

મુક્તપ્રાણ ! મુક્તપ્રાણ ! બંદીવાન હું નહિ:
મુક્તધ્યાન ! જંજીરો ન બાંધવા ધરામહીં.
બાંધજો દીવાલ પર્વતોસમી ઉંચી ઉંચી:
તારલા હસે-વદે, નભે: હસંત આંખડી.

મુક્ત પ્રાણ ! મુક્ત પ્રાણ ! એકલો કદી નહિ:
માંડવો રચી લીઓ અનંત આભ છાવરી;
આભ એથી એ વિશાળ અંતરે રહ્યું હસી:
સૂર્ય, ચંદ્ર-પ્રાણ, ઊર્મિ-તારલા રહ્યા લસી.

એકલો નથી ભલે ન હોય પ્રેમીઓ સખા:
અનંત હું અબંધ પ્રાણ ! સાથી આત્મ સર્વદા !

૨૫ : ૬ : ૩૦



# સ્વમાન

[ કેદાર ]

માન તમારે હાથ ન સોંપ્યું;
કેમ કરી અપમાનશો ?
વજ્રસમું અણુભેદ હૃદય આ,
શર સૌ પાછા પામશો.

ઘન ગરજે, વાયુ ફૂંકાયે,
વીજળી કકડી ત્રાટકે;
બાર મેઘ વરસી વરસીને,
પર્વત ચીરે ઝાટકે—

હિમાદ્રિ અમલિન સુહાસે,
ઊભો આભ અઢેલતો;
આત્મા મુજ તમ અપમાનોને,
હાસ્ય કરી અવહેલતો.

રેતીકેરા રણ ઉપર ના,
બાંધ્યા મહેલ સ્વમાનના;
શ્રદ્ધાના અણુડગ ખડકો પર,
પાયા રોપ્યા આણુના !

માન તમારે હાથ ન સોંપ્યું,
કેમ કરી અપમાનશો ?
વજ્રસમું અણુભેદ હૃદય આ,
શર સૌ પાછા પામશો.

૨૭ : ૭ : ૩૦

# જવાન

હિમાદ્રિકેરાં દધિ-શુભ્ર શૃંગ,
નિશાતણાં કાજળચીર આવરે.
દિશા દિશા વ્યોમ સમસ્ત છાવરે,
ને ગાજતા મૂક વ્યથા મૃદંગ.

નિઃશબ્દ આખું જગ પોઢતું હતું,
નિશબ્દ શૃંગો નીરખે નિગૂઢતા;
ધરા પરે છાય અગમ્ય મૂઢતા,
અને વ્યથાનું બળ વાધતું જતું.

અંધારના કોઈ અગમ્ય આરે,
ભેંકાર રોતા સ્વર છાય માડીના;
ઉઠે ધ્રુજંતા પડછંદ ખ્હાડીમાં,
આંસુ સરે ઉષ્ણ રુધિર ધારે.

ઉઠે ધડાકો ચીરતો વિતાન,
આકાશથી ખપ્પર એક ઉતરે.
કિલ્લોલતા સર્વ ગૃહે ફરી વળે,
આહ્લેક ગાજે: "નવ કો જવાન?"

ગિરિતણા પથ્થર વજ્રશા રહ્યા,
દ્વિત્રીંશ–કોટિ–સુત–મા રડી રહે,
હિમાદ્રિનાં હિમ ઉનાં થઇ વહે;
જવાન કોઈ નવ થાય તો ખડા.

ધ્રૂજે દિશાના દિગપાલ ને ધરા,
આકાશના સર્વ ગૃહો ધ્રૂજી રહ્યા;
કાલિન્દી–ગંગા જલ સ્તબ્ધ તો થયાં,
ધ્રૂજે ગિરિશૃંગ ધ્રુજંત કંદરા.

" પાછા ફરો મા ! અશકુન કો નડ્યા.
ન પુષ્પ શૈયા પર વીર લોટતા;
તુરંગના પથ્થર દેહ ભેટતા;
ધરાસણાના અગરે જઇ પડ્યા. "

ઘરે પડ્યા તે નવ કો જવાનડા !
જીવી રહ્યાં દીન–ગરીબ જીવડાં !

૭ : ૧૧ : ૩૦

# સ્તંભ સ્વાતંત્ર્યનો !

અને ફફડતા ઉડે વિહુગ આગના તાપથી,
ધ્રૂજે અમર સાક્ષીશા નભદીવા મહાપાપથી:
બળે ઝળહળે પ્રગાઢતમ કાળજાં રાતનાં;
શિશુ ફડફડી રડે સભય અંકમાં માતના.

ત્યજી જર જમીન ઢોર લળતા ઉભા પાકને,
ત્યજી સુખદ ખોરડાં સપૂત સાચવે નાકને;
કરી ભસમ મોહ જાન-જરના દુઃખોમાં હસે,
ખુવાર થઇ ખેડૂતો અડગ માંડવામાં વસે.

પણે પુર પડ્યાં સ્મશાન સમ મૌન આક્રંદતાં,
છતે દિવસ ત્યાં શિયાળ પુરપાર સ્વચ્છંદતા;
સપૂત શિર સાટના સમર માટ યુદ્ધે ચડ્યા,
પ્રશાંત ઘરબાર ત્યાં અજીવ ખોળિયાં શાં પડ્યાં.

ઠરી કમળ કોમળાં ગભરૂ બાલુડાં ટાઢમાં,
રડે સકળ રાત્રિઓ વિકળ માતની આડમાં;
પિતા જગતના, અખૂટ બળ વૈભવોના ધણી,
પસાર કરતા શિશિરશીત રાત્રિઓ તો ઘણી.

પરંતુ નવ જાલીમો જરીય દુઃખથી પીગળ્યા,
મદાંધ નયને વળીય થર લોહીના કૈં ચડ્યા;
સહોંશ સળગાવતા ઘર ત્યજેલ સૂતાં સૂતાં,
અને ગગન ઉછળે રુધિરશા ફુવારા ઉના.

અને ફફડતાં ઉડે વિહગ આગના તાપથી:
ધ્રૂજે અમર સાક્ષીશા નભદીવા મહાપાપથી.
બળે ઝળહળે પ્રગાઢતમ કાળજાં રાતનાં,
શિશુ ફડફડી રડે સભય અંકમાં માતના.

સિકંદર સહ્યો, સહ્યાં ગજબ તૈમુરોનાં ઘણાં,
અનેક કતલો, અને અનલ નાદીરોના સહ્યા;
પરંતુ સઘળાંતણો કળશ આજ આભે ચડે,
હસંત વીર ખેડૂતો દુઃખસહીં ન પાયે પડે.

પ્રભાત પડતાં, નમેલ કૃષગાત્ર વૃદ્ધામહી
બળી સળગી ખાખમાત્ર અવશેષ જોવા પળી.
ન પુત્ર, નવ નાથ, ના સદય ઉર એકે હતું;
હતું ઘર વિશાળ એય જગમાં હતું ના થયું.

પડ્યા થર મલિન રાખધૂળ કોલસાના દીઠા;
દીઠાં ભસમસાત સ્વપ્ન ભૂતકાળનાં કો મીઠાં;

રમ્યા રમત શૈશવે, રમણ યૌવને જ્યાં કર્યાં,
ક્ષુધાર્ત જન લોહીનાં ઉદર-દાંતિયાં ત્યાં પડ્યાં.

નથી હ્રદય પંખીડું ફફડતું: નથી ધ્રૂજતું,
ન આંખમહીં ઝેરનું જરીય બિન્દુડું ઝૂઝતું!
"કરો ભસમ દેહ આય, નવ પાઇ એકે મળે!"
થયા ફરકી હોઠ બંધ જરી, એક આંસુ સરે.

કવિ! વિજય આવડો નીરખ પ્રેમના મંત્રનો!
સુઅશ્રુમહીંથી ચડે ગગન સ્તંભ સ્વાતંત્ર્યનો!

૧૪ : ૧ : ૩૧



# સર્જકશ્રેષ્ઠ આંગળાં

" બેટા ! અહીં એ છરી કાં ન આણે ? "
વદી ફરી વૃદ્ધ નમી ઉભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
ધરી ભીનાં નેન નીચાં, શમી ગયો.

ત્રિભંગથી સ્હેજ છટા પ્રસારી;
ભરી બધે સ્વાંગ સુવર્ણ રંગના.
સંધ્યાતણા કેશ જરા સમારી,
ડૂબે રવિ શાશ્વત કાલગંગમાં.

" બેટા ! અહીં એ છરી કાં ન આણે ? "
વદી ફરી વૃદ્ધ નમી ઉભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
અનંત આરે કંઈ શોધવા ચહે.

ગ્રહી છુરી: ઓષ્ઠ સુમંદ ધ્રૂજે:
લહી રહે પાંચ સુરેખ આંગળાં:
ને આંખમાં ભાવ અકથ્ય ગૂંજે,
ધીમે ધીમે શબ્દ સરંત પાંગળા—

"જનેતાતણી લાજ તમે વિદારી,
ઢાંકયા તમે લોક ધ્રુજંત ટાઢમાં;
હાંકી જરા, સુંદરતા પ્રસારી,
લૂછયા ભીના દેહ તમે અષાઢમાં.

"દિલ્હીતણી એ નવયૌવનાઓ,
સજી સુવસ્ત્રો શબનમ્‌સમાં વણી;
કૃતાર્થ ભાવે સજી નુરજહાંઓ,
હવાસમાં ચીર ઝીણાં વણી વણી.

"પરંતુ એવી તમ સૌ કળાએ,
ગુલામ શો આજ મને કરી મૂકયો;
કલાતણી સુંદર સર્જનાએ,
હીણો કર્યો આજ મને." વદી ઝૂકયો.

રહી ગયા હસ્ત વહંત પાંગળા!
નીચે પડ્યાં સર્જકશ્રેષ્ઠ આંગળાં!

૨૩ : ૧ : ૩૧



# ધૂમ્રગાથા

ઉંચાં ઉંચાં શહેરતણાં મકાનો,
ને એકમાં એકલ હું પડી રહું.
કરી કરી દિન અનેક કામો,
સંધ્યા સમે પશ્ચિમ ગોખમાં લહું.

સંધ્યા સતીના નવરંગ ગાલો,
મિલોતણા ધૂમ્ર વિષાદ આવરે;
માણિક્યના વ્યોમ ભર્યા મહાલો,
ધીમે ધીમે ગોટસગોટ છાવરે.

અને હું જોતો બળતા નિસાસા,
ભેગા થઇ ધૂમ્ર શિખાસ્વરૂપના;
મજૂરનાં દૈન્ય અને નિરાશા,
ધુંવામહીં જોઉં દુઃખો હું ધ્રૂજતાં.

ઉડે મહીં હાથ પગો તૂટેલા,
બળી બળી ખાખ થયેલ ફેફસાં;
ફિક્કાં, ઝૂકાં, મ્લાન સુખો ઝૂકેલાં,
સ્ત્રીઓતણાં વસ્ત્ર વણેલ મેશનાં.

ઉણાં ઉભાં હું ઉદરો નિહાળું;
અપૂરતી ઊંઘ સૂઝેલ પાંપણે;
પ્રસ્વેદની ત્યાં સરિતા હું ભાળું;
ને માળખાં શોષિત દુઃખ—ડાકણે.

અને હું જોતો પડતી નિશામાં,
રડી રડી મ્લાન સુકેલ યૌવના;
ઉભા થતા ને પડતા નશામાં,
પગો પડે અસ્થિર ઝૂંપડીમાં.

ઝીલી ઝીલી એ પશુના પ્રહારો,
અશક્ત ભૂખી લલના રડી રહે;
નિઃસત્વ ગંદાં અસહાય બાળો,
નિશા બધી ભોંય લૂખ્યાં પડી રહે

બારી કરી બંધ પથારીએ પડું!
ધુંવાતણી મૂક કથા હું સાંભળું!

૨૪ : ૧ : ૩૧

# મંદિર

કનકમૂર્તિમહીં દેવ દેખું નહિ;
દીપમાં ગરીબનાં દુઃખ ધ્રૂજે !
ઘંટનાદો સૂણી ભક્તિ ના પ્રકટતી,
શંખમાં કોટિ નિશ્વાસ ફૂંજે ! ધ્રુવ૦

અંત્યજો પગથિયે ભક્તિભીના રડે;
દેવનાં દ્વાર કાળાં વસાતાં !
નિર્ધનના નાથ, બેલી પિડીતોતણા;
ધનિકના પિંજરોમાં પૂરાતા !—કનકમૂર્તિ૦

એ ન મંદિર રહ્યાં, કેદખાનાં થયાં,
જન-હૃદયના ન ધબકાર બોલે !
વેધી ઘુમ્મટ, ત્યજી દેહ રત્ને રચ્યા,
ઝૂંપડે, ઝૂંપડે દેવ ડોલે !—કનકમૂર્તિ૦

૧૯ : ૨ : ૩૧



# મૃત્યુની દીપકવાટ

જીવનનો ઝળહળતો દીવો,
પ્રથમ જે દિ' પ્રકાશ્યો !
મેઘધનુની રંગલીલામાં,
પ્રેમળ સ્પર્શ તુ ભાસ્યો !....જીવનનો૦

કોડ ભરી ભરી અંતર લાવ્યો,
આંખમાં દિવ્ય સુવાસ;
નૈવેદ્ય છાબડી મૂઠ બીડી બેઉ
ધરવા પ્રાણ પ્રકાશ !....જીવનનો૦

વાંચી લીધું જગ-સોણલું મારૂં,
આશ નથી પણ આગ;
હેત માન્યું હતું જોઉં હળાહળ,
ગંધમાં સ્વાર્થના શ્વાસ....જીવનનો૦

આંસુ નથી, નાથ ! હસતાં ભમવું,
જીવનની રણવાટ;
પ્રાણપ્રકાશ નહિ તોય ધરવી,
મૃત્યુની દીપકવાટ....જીવનનો૦

૧૯ : ૧૧ : ૩૧



આ સાત ને બે નવ સ્વનિતો (Sonnets) ની આવલિમાંના ૭ તો 'કુમાર'માં જ પ્રકટ થયેલાં છે. બીજાં ત્રણેય અપ્રસિદ્ધ છે. 'કવિ'નો પ્રસંગ ઇતિહાસમાં નોંધાયેલો છે, કલ્પનાકૃતિ માત્ર નથી; એ તરફ વાચકોનું ધ્યાન ખેંચું છું.



## સ્વ નિ તા વ લિ





## કવિ

થિબ્ઝ જીત્યું, થિબ્ઝ લૂંટ્યું: ક્રૂર એ સિકંદરે:
શહેર બહાર મ્હેફિલો ઉડાવી એ ભયંકરે.
મસ્ત એ પડ્યો પડ્યો જુવે છ હસ્તિરાજશો!
તરંગ આવતાં કર્યો અવાજ સિંહનાદશો.

"સેવકો! લગાડો આગ! દુશ્મનોય થાય ખાખ:
ભસ્મસાત આજ થિબ્ઝને કરો! રહે ન રાખ."
વાક્ય સાંભળ્યું ન ત્યાં હજાર સૈનિકો કૂદે,
પશુ બની મશાલધારી ધાય: શહેરીઓ ધ્રૂજે.

"રહો, ઉભા રહો! કહું હું, વાત એક સાંભળો:
બાળજો બધુંય આગ ના લગાડશો ગૃહે
કવિતણા." વદી જરાક શ્વાસ લઈ સિકંદરે
શરૂ કર્યું: કુલોચનેથી આંસુ એક તો સર્યું.

"પશુ બન્યો હું, બાળવી પ્રજા બધી શરૂ કરી;
પ્રાણ એ પ્રજાતણો ન બાળવોય છે નકી!"

૧૨ : ૯ : ૨૯

❦

# મૃત્યુ

રડે મને શું કામ ? હું જીવંત મૃત્યુમાં રહું:
નિત્ય હું તને મળું, ન શું હું દૃષ્ટિએ ચડું ?
દિવ્ય સ્પર્શ, દર્શનો: અનુભવું ઘણું ઘણું;
દેહ મિટ્ટીમાં મળ્યો: અનંતમાં ઉડે આણુ.

સુગંધી વાયુ તાહરા સુકેશ આ ઉછાળતો;
આણુ બની અડી સુકેશને હું કાળ ગાળતો !
અમી ભરેલ પોપચે ચડું આણુ બની બની;
વહું સરંત અશ્રુમાં તૃષા છીપાવું સ્નાનની !

ચડાવ મારી કબ્રને તું પુષ્પ તો ચૂંટી ચૂંટી:
પુષ્પના પરગમાં આણુ બની રહું છુપી.
ધન્ય સ્પર્શ તાહરો; કવું અદૃશ્ય કાવ્યને:
સાંભળે ન શું કદીય એક–માત્ર શ્રાવ્યને ?

હાર્દ એક તો હતાં, નડી શરીર ભિન્નતા;
એકતા અનુભવી, ધરે શું કામ ખિન્નતા ?

૨૫ : ૯ : ૨૯



# ભાવના

ત્રિકાલનો ઘુમ્મટ – ઘેર તોડી,
સૂણી રહું શાશ્વત શબ્દબ્રહ્મને !
ત્રિલોકના ભેદ મહા ઉકેલી,
રમી રહું નિત્ય નવા સનાતને !

સમુદ્રનાં સૌ વમળો વટાવી,
ઝંખી રહું રત્ન સહસ્ર પામવા !
ઝંઝાનિલોની ધરી પાંખ અંગે,
ઉડું અનંતે જગતાપ વામવા !

તિમિરનાં રાક્ષસ જૂથ આવી,
જગી રહ્યો અંતરદીપ આવરે !
લડી લડી એકલ હાથ મ્હારે,
મથું હું અંધાર સહુ વિદારવા !

ક્ષણો, પ્રભો ! આવી અનેક આવે;
ક્ષણો મટી જીવન સર્વ વ્યાપો !

૨ : ૧૧ : ૩૦



# દાંડીને

નથી તવ તીરે મહા ઘુઘવતા સમુદ્રો પડ્યા,
નથી તવ તીરે કદીય જગ–જહાજ તો લાંગર્યાં;
અપાર નવ એ ઉંડાણુ જગના મહાસિન્ધુશાં;
કવું કયમ સ્તુતિ કહે હું તવ ? – તું સમુદ્રેય ના.

નથી અમર આંસુડે ઝળકતી દીવાદાંડીએ;
તૂટેલ પથરા – પડ્યા, રખડતા – રડે પાદરે.
ભર્યાં કદમ ભૂમિમાં નવજવાનશા ડોસલે,
સુવર્ણ ધૂળની શી ! ધન્ય પગલે—ચડી પારસે.

તપ્યાં તપ અગમ્ય કોઇ વીરલે, ફળે—પાંગરે,
સમુદ્રથકી એ અપાર નર નાવડા લાંગરે;
કણે – વિચિગણે વસે અમરતા – લસે ધન્યતા;
સુવર્ણ ઇતિહાસનાં પ્રથમ ગાન તારા તીરે !

[ મંદાક્રાન્તા ]

આળોટે જ્યાં રુદન કરતા દાંડી પાષાણખંડ !
ત્યાં રોપાયો અમર સ્મૃતિશો રાષ્ટ્રનો માનદંડ !

૨૮ : ૪ : ૩૦



# ભરતી

સહસ્ર શત ઘોડલાં અગમ પ્રાન્તથી નીકળ્યાં,
અફાટ જલધિ પરે અદમ પાણીપન્થાં ચડ્યાં;
હણો-હણુહણો: વિતાન, જગ, દિગ્ગજો ધ્રૂજતાં,
ઉડે ધવલ ફેનશી વિખર કેશવાળી છટા!

ત્રિભંગ કરી ડોકના, સકળ શ્વાસ ભેગા કરી,
ઉછાળીઁ નવ દેહ અશ્વ ધમતા પડી ઉપડી;
દિશા સકળમાં ભમી, ક્ષિતિજ હાથ તાળી દઇ,
પડંત પડછંદ વિશ્વભર ડાબલા ઉચ્ચરી.

કરાલ થર ભેખડે, જગત કાંઠડે કારમા,
પછાડી મદ-મસ્ત ધીંક: શિર રક્તનાં વારણાં;
ધસી જગત ખૂંદશે? અવનિ આભ ભેગાં થશે?
ધડાધડ પડી-ખરી ગગનગુંબજો તૂટશે?

ઉરેય ભરતી, અદમ અશ્વ કૂદી રહે!
દિશાવિજય કૂચનાં કદમ ગાજતાં ઉપડે!

૧૦ : ૮ : ૩૧



# ક્રાંતિનાદ

[ પૃથ્વી ]

અસંખ્ય મુજ બાંધવો રવડતા, સજ્યાં ચીંથરાં
ધરી શરીર–માળખે કકડતી ધ્રૂજે ટાઢમાં;
સહે સળગતા બપોર–દવ ચૈત્ર–વૈશાખના,
વિતાન ઘર–છાપરૂં: દિશ દીવાલ : શય્યા ધરા !

અસંખ્ય મુજ રાંકડાં કકળતાં રહે લાકડાં,
ભૂખે ટળવળી: અને હૃદય દુઃખના તાપમાં
બળી–સમસમી પડે સકળ, પાશવી પાપમાં.
રમે મરણ જીવને અતુલ માનવીનાં મડાં.

પરંતુ નવ હું સ્તવું વચન આળપંપાળના,
ન ઇચ્છું લવલેશ લ્હાવ ધન વસ્ત્ર કે ધાન્યના;
સહો સખત ટાઢ, ને પ્રખર તાપ મધ્યાહ્નના,
મરો ટળવળી ભુખે હૃદયહીન દુષ્કાળના !

સહુ વીતક વીતજો: વિઘન ના નડો શાંતિના !
બળી–ઝળી ઉઠી કરો અદમ નાદ સૌ ક્રાંતિના !

૯ : ૧૧ : ૩૦

# અચેત તાંતણે !

ભુજંગનો ભીષણ પાશ છોડ્યો,
બંદી બન્યો એક અચેત તાંતણે:
સુરાંગનાનો અમીકૂપ છોડ્યો,
લળી ગયો એક નમેલ પાંપણે.

સમુદ્રના અશ્વ સહસ્ર નાથ્યા,
સળેકડું એક જરી સરી ગયું:
નિષ્ઠુરતાના નગરાજ બાથ્યા,
જોઇ જરી;—અશ્રુ ઉન્હું દડી ગયું ?

આકાશના ચંદરવે અડેલો,
ખરીઉડી ધૂળથી કેમ રોળવું ?
સુરેન્દ્રના મેઘધનુ ચડેલો,
ભૂમિ પડી સુંદરી ઉર ઝોલવું ?

હસીહસી કાંચનજંઘને ચડ્યો !
અસાર આવા વનપાણકે ખડ્યો ?

૨૭ : ૧ : ૩૨

# છતાંય સ્મરવા !

વહાય, સખિ ! આપતાં જીવન સર્વ થીજી જશે;
અને સબળ છાતી ભીતરથકી કશું ઉડશે.
બખોલ કરી કારમી: ભભડતી સ્મૃતિ ભૂતની
અનેક વપુઓ ધરી સ્વપનમાં ગળું રૂંધશે.

પરંતુ કરૂં શું ? કરાલ વ્રણ ચીતર્યો રાત્રિએ
સુધાંશુસમ શુભ્ર દેહકમળે તને ધાત્રીએ:
નહિ ! નહિ જ ! ! કેર એ, મમ કૃતિ ! છતાંયે હતી;
ક્ષમા સુભગ દૃષ્ટિની સભય આશ: એ ના ફળી.

પરંતુ તવ ક્રોધમાંહીં અભિજાતતાયે બળી—
ઝળી ભસમસાત: ને અઘટતા નકી આદરી,
પુરા કહીંય જે મને સ્વપનમાં ન ખ્યાલે ચડી:
તને વ્રણ થયો: મને સ્વપન-ભ્રંશની લૂ અડી.

છતાંય સ્મરવા તને સદય ઉરથી આ શપથ !
અનેક ભૂતકાળની અમૃતરાત્રિપે લે લખત !

૩૦ : [illegible] : ૩૩

## શૂન્યશેષ

નહિં ! નહિં જ પાલવે શયન પાંસુપે પાશવી
ખરી, ચરણ, ડાબલા મલિન સ્પર્શ મેલી બની:
ઉભીશ અવરોધતો ગગનચુંબી પ્રાસાદને,
શ્રીમંત સુજ વૈભવે, ધનકુબેરના નાદને.

ન તોય પરિતૃપ્તિ: સખ્ત જલસાગરે ગાજતા,
નવે નવ દ્વીપે, ભૂપે, સકળ લોકમાં રાજતા:
જહાંગીર-મહાન કો' ભરખ-જ્વાલ-જ્વાલામુખી
તણે મુખ વિરાજીને ગગનને ભરૂં હું સૂઠી

ગ્રહો, તરલ ધૂમકેતુય, નિહારિકા, તારલા,
મુકુટસમ રાજતા મહત માનવી—હું—શિરે:
પ્રદીપ વિચિમાલ્યશી સુરસરિતની મેખલા,
વિરાટ મમ દેહની કટિ પરે પ્રભા વિકીરે.

હવે તું કર આમળું ! ઉછળતો તને ઝાલવા:
પિતા, મુજ પદે પડ્યો ? મલિન પાંસુપે ન્યાળવા
તને, શરીર આ વિરાટ મુજ આજ આડું ખડું !

૧ : ૬ : ૩૩

સ્વરની વિચિમાલ્ય જેવી આ મૃદુ કવિતાકળીઓમાંની ઘણી તો અહીં પહેલી જ વાર પ્રગટ થાય છે. બે 'કુમાર'માં, બે 'નવચેતન'માં, એક 'કૌમુદી' માં અને એક 'બે ઘડી મોજ'ના દીપોત્સવી અંકમાં એમ પ્રસિદ્ધ થઈ છે. 'ગાવું ના!'માં કવિવર રવીન્દ્રનાથની એક અતિ મધુર સ્વર-રચના ગૂંથી છે; 'મૌન ગાજે'ની સ્વર-રચના મારી છે. એ બેમાં પણ સંગીત પ્રાધાન્ય ભોગવે છે તેટલું ખુલાસામાં.



## જલતરંગ

## એક આંસુ

ધૂળ ધૂળ ઢગલા ખડકાયા,
પ્રલયપૂરના વાયુ વાયા;
ઘોમ ધખ્યા ને ખાવા ધાયા,
તુજ પર વ

તારાઓએ આંસુ પાય
પીલુડીએ ઢોળ્યા છાંય
કરુણ સ્વર પંખીએ ગાય
તુજ પર

વ્યોમ રડીને મુશળ
ખોદી તુજને કાઢે
ક્યાં તારો જૂનો વિ
કાં આજે આવો
આંસુ એ
કાળતણો

૧૦ : ૪ : ૨૮

હતી તે, પિતાએ સ્નેહ છોડતાં, તરત ત્રીવત ...

"રંક અવસ્થાનાં સુખદુઃખ, ગ્રહોના જેવી નિરાધાર સ્થિતિ, સંસારના ધક્કા, નિર્ધનતાના અંધકારમાં ઢંકાયેલાં રત્ન, અવિદ્યાના પ્રદેશ અને એવું એવું ઘણુંક જોવાનો મારો અભિલાષ છે અને આ અનુકૂળતા થઈ ગઈ છે." (સ. ૧, પ્ર. ૧૫, પૃ. ૨૪૦) વધારે અવતરણો આપવાની મને જરૂર લાગતી નથી.

# સલામ !

સલામ, સખિ ! આજથી નવ વદું તને હું કદી,
હવે હૃદયમાં નહિ જ અભિમાન તું રાખતી;
ભૂંસ્યો, ગણી ગણી તને હૃદયની અને માહરી,
ગુલાબ નહિ તું કરેણુ, મુજ આંખડી ઉઘડી.

ખુશામત ગણી ? કરૂં ન પ્રભુ પાસ, ને તાહરી ?
કદીક અભિમાનથી મલકી જાય વિભાવરી—
ખુશામતતણી ગણી, અલખની જ એ ગર્જના,
ગમે અગર રાતને, કદી ન, સિંધુને શી પડી ?

સલામ, સખિ ! છો પડે અગર આંસુડાં આંખથી,
નહિ જ મુજ હાથથી કદીય તેમ લ્હોવાં નથી;
નિશામુખ પરે પણે ચળકતા નહિ તારકો,
તનેય, સખિ ! રાતનેય અભિમાનનાં આંસુડાં !

૧૦ : ૭ : ૨૮



## બ્હેનને !

બ્હેન ! કોઈ પ્રકાશ ઉગ્યાં ને ભેગાં થયાં,
બ્હેન ! બેઉ અંતર, અંતરમાં મળી ગયાં;
બ્હેન ! ઉરગુંજન બેઉને ગમી ગયાં,
બ્હેન ! બેઉ આંખડીમાં આપણે રમી ગયાં.

બ્હેન ! કોઇ અંધાર ઉગ્યા ને ફરી વળ્યા,
બ્હેન ! ઉર તૂટી પડ્યાં ને જુદાં થયાં;
બ્હેન ! બેઉ આંખડીંને સીંચ્યાં વર્ષો થયાં,
બ્હેન ! દૂર ભાગી ગયાં ન ફરી મળ્યાં.

બ્હેન ! માર્ગ જુદા લીધા ને ઉડી ગયાં,
બ્હેન ! બેઉ જીવ્યાં તે સોણલાં રહી ગયાં;
બ્હેન ! ગોળ જગતે આ જુદાં ફરી વળ્યાં,
બ્હેન ! હતાં ત્યાં ને ત્યાં ફરી મળ્યાં.

બ્હેન ! કોઇ પ્રકાશ ઉગ્યા ને વધી ગયા,
બ્હેન ! ભિન્ન માર્ગો હતા તે ભેગા થયા;
બ્હેન ! હું ને તું એકમાં મળી ગયાં,
બ્હેન ! કોઇ દિવ્યતામાં આપણે મળી ગયાં.

બ્હેન ! માર્ગોની ભિન્નતા હતી ઘણી !
બ્હેન ! નીકળ્યા'તા એક શોધવા ભણી !

૧૬ : ૭ : ૨૮

## ઊર્મિ

ચંદ્રિનાં પ્રકાશપૂર આવતાં સરી સરી,
અનેક હીરલે મઢેલ મ્હાલતી વિભાવરી;
પુષ્પના પરાગ સંગ મંદ લ્હેર વાતની,
ગાય-ન્હાય પ્રેમગોષ્ઠિ, સિંધુ સાથ રાતની.

પથારી પુષ્પ પાથરે ખરી ખરી બકુલનાં,
સુંગધ સોળ સોળ ન્હાય પારિજાત પુષ્પનાં;
ખુલખુલે ભર્યો અવાજ મંદ મંદ સૂરમાં,
સિન્ધુ કૈં અલાપ ગાય, મસ્ત પ્રેમપૂરમાં.

કાવ્યકાળ આ વહે; પરાગ કાવ્ય પુષ્પનું:
અબ્ધિના અલાપ એક મસ્ત કાવ્ય ઇશ્કનું:
કાવ્ય કાવ્ય છે બધે, શું પ્રેરણા ન આવતી?
આભમાં તકી રહું હું, કાંઈ ખૂટતું નકી.

૨૫ : ૧૨ : ૨૮

# આદર્શો

સબળ દિવ્ય કુમાર મનસ્વી કો,
ભરતી, ઓટ, ન વારિ નિહાળતો;
નવ લહે જલધિજલ ઉગ્રતા,
નવ ઉષા, નવ સાંધ્ય પ્રસન્નતા.

અનિમિષ નેનથી જોતો દૂરની ચક્રવાલને;
હલેસું ટેકવી ઉભો, ચંદ્ર ચૂમે કપાલને.

"ક્ષિતિજ પામું, ન થંભું જરા કદી."
કમર કૌવત-ભેટ કરી, વદી.
અડગ કિશ્તી કુમાર હલેસતો,
રજનિનાથ સમુદ્ર ઉજેસતો.

ઉછળે પહાડશાં મોજાં, ઝંઝાવાત તુફાનના;
મૂંઝવે મૃત્યુના દૂતો, રૂંધતી સુખ કામના.

ક્ષિતિજ આવતી પાસ કદી નહિ;
જયમ નજીક જતો ત્યમ ભાગતી.
વહન થાય અનંત યુગોથકી,
અમર સાહસ ધૈર્ય નવાં નકી.

દૂર જાતાં જતાં પાસે, આદર્શો ચક્રવાલશા!
પ્રગતિ પામવામાંના, બિંદુ ક્યાં? ભવ્ય આભ ક્યાં?

૬ : ૧ : ૨૯

# સ્મૃતિજીવન

વિભાવરી વીણા બજાવતીઃ વહું હું લીનમાં.
નિંદ પુષ્પસોડ પાથરે ! સરૂં હું લીનમાં.
સ્વપ્નપુષ્પ વેરતી – પરોતી ચંદ્રિકા વહે.
હસી–નરી–સરી અનેક વાત તારલા કહે.

સ્વપ્ન ફૂલ :
એક વેર્યું આ બફુલ :
આંખમાં અસી ભર્યું એ આવતું સર્યું અમૂલ !
સ્વપ્ન સાથ અંગ, ઉર, સર્વ ભાસતાં પ્રફુલ્લ !

વ્હાણું વાય :
સ્વપ્ન-સૃષ્ટિ ગેબ થાય :
કહે તું, સાચી સૃષ્ટિમાં શું જીવ્યું સહ્યું ન જાય ?
સ્વપ્ન-સૃષ્ટિ પામવી ? નહિ સ્મૃતિમહીં જીવાય ?

સ્વપ્ન યાદ :
આવતો એ દિવ્ય સાદ :
દિવ્ય બાળ સૂઈજે ! પ્રફુલ્લને સ્મરી સ્મરી !
સ્વપ્નસૃષ્ટિ પામવા જરૂર ના તને જરી !

૨૪ : ૧ : ૨૯

# અવગણના

ભૂલું હૈયું તારૂં :
ભૂલું પ્રેમી ચારૂ :
સખિ ! ભૂલું સારૂ, નવ અવગણ્યો એક ભૂલવું !
અભિમાનીને તેં, સરસ શીખવ્યું, કેમ ભૂલવું ?

નવ લહું અપમાન ઉરમાં:
કરુણ નીરખું આજ ક્રૂરમાં:
બસૂરાને આજે, અવગણી કર્યો એક સૂરમાં !

કર્યા વજ્રાઘાતો !
ગુમાવ્યા સંઘાતો:
લૂંટ્યું સર્વે આ તો, નજર કરી તેં લાત શૂરની !
નથી ક્રોધી, માને ? સ્મરણ કરતી આ ઉક્તિ ઉરની !

૧૨ : ૨ : ૨૯



# કવિ

સૃજનની આંખ ઉઘડીઃ
કવિની પગલી પડીઃ
હૃદયની તુંબડીમાંથી
ભાવના - દંડિકા ચડી.

કાળજે કર્યું કોડિયુંઃ
તેલ ભક્તિતણું પૂર્યુંઃ
ઊર્મિની જ્યોતમાંથી તો
કલ્પના - તારથી મઢ્યું.

બ્રહ્મના એકતારા શા,
કવિનું ગાન ઉપડ્યું !

૧૭ : ૨ : ૩૨



## ‘ ગાવું ના ! ’

“ મૂંગી તારી વેણુ શાને, કવિ ?
  કવિ, જોને ઘન ગાજે:
  પાને પાને આસો બાજે:
    ‘ ગાઓને ! ગાઓને ! ’

“ કહેલું કે ‘ ઘણું ગાયું:
હવે ગાઇ અમર થાવું:
સુજનને નવાજી તાજે ! ’
પાને પાને આસો બાજે—
  ‘ ગાઓને ! ગાઓને ! ’

“ અમર જેનાં કાવ્ય સાન્યાં જાતાં:
  કાલ ગંગાજલે અસ્ત થાતાં:
    અમર તો વિસ્મૃતિ–ગાથા;
    ‘ કોઇ ન્હોતું ’માં કૃત્ય થાતા.
      મૌન મારૂં અમર સાને,
      યુગે યુગે ગીતો ગાજે—
      ‘ ગાવું ના ! ગાવું ના ! ”

૩૧ : ૩ : ૩૨

# અમૃતના ઉંબરમાં

એક અમૃતની કૂંપી ભરી,
ઉપર આછેરી વિષકેરી ચાદર ચડી,
આખા જીવનની ધન્યતા તરી,
જરી ઝાંખેરી દોષકેરી છાયા પડી :

અદકેરાં દાન અમે દીધાં-લીધાં,
મોંઘેરાં પાન અમે પાયાં-પીધાં;
એને ગોપનના કાજળથી દવલાં કીધાં:
શેષ પારખાની પુણ્ય ક્ષણે હિંમત ખડી,
જરી ઝાંખેરી દોષકેરી છાયા પડી.

હવે કેમ કરી અમીસર સ્નાન કરવાં ?
અમૃતના ઉંબરમાં મોત વરવાં !

૨ : ૧૦ : ૩૨



# મૌન ગાજે !

ગાજે આજે અનેક દિવસનું મૌન, ગાજે !

ગિરિ ગહ્વરમાં ગંગા ઘૂમે,
અંતર અંતર-બોલ :
ભેખડ ભાંગતાં મૂંગી કથની,
ગાતી મુખડા ખોલ :
મૌન વાણીને સાજે; ગાજે ! – ગાજે૦

શાંત વિચિનાં શાંત કૂંડાળાં,
સાગર સૂતો મૂક :
વડવાનળ અંતરમાં પ્રજળે,
ઉછળશેય અચૂક :
મૌન થકી નવ લાજે; ગાજે ! – ગાજે૦

૧૨ : ૧૨ : ૩૨



નાશિક જેલમાં 'વડલો' પૂરો કર્યા પછી મહાત્માજીના મહાભિનિષ્ક્રમણ ઉપર એક સ્વનિત-સંહિતા રચવાની મેં યોજના કરી હતી. આ સ્વનિતોનું એક શતદલપદ્મ એમને ચરણે ધરવાનો મારો આશય હતો, પણ જેલમાં તો હું એ કરી શક્યો નહિ. બહાર નીકળ્યા પછી એટલી શાંતિ અને સ્વાસ્થ્ય મળ્યાં નહિ. શાંતિનિકેતન ગયા પછી પહેલું એ જ લખી લેવા પ્રયાસ કર્યો, પણ વીસેક પગલાંથી આગળ જઈ ન શક્યો. એમને પગલે પગલે મૂકવા ધારેલી પુષ્પપાંદડીમાંની આ પ્રથમ સાત અહીં રજૂ કરું છું. પ્રથમ સપ્તપદીના સ્વરૂપમાં અહીં એ પહેલી જ વાર પ્રગટ થાય છે.



## પ ગ લાં

[ પ્રથમ સપ્તપદી ]





# પગલાં

: ૧ :

[ પૃથ્વી ]

અસંખ્ય ગિરિશૃંગમાં નિરવતા મૂંગી આથડે;
અઘોર નભ–ઘુમ્મટે ઝબક તારલાઓ સરે.
અપાર અવનીપટે સકળ શ્વાસ જંપી ગયા;
અગાધ ઉદધિતણાં ગહન ગાન સૂનાં થયાં.

મિનાર ચહુ ચક્રવાલ રચતા અનંતે અડે,
દિશા–પગીર સૌ અધન્ય ક્ષણ સાંધી ઝોકે ચડે;
ટગુમગુ થતા દીવા ઝબકતા થયા ને ઠર્યા,
અને અવનીને ઉરે તિમિરના થરો આવર્યા.

કહે: "પ્રથમ વિશ્વ આ અખિલ શબ્દબ્રહ્મે ભર્યું;
પછી સૃજનનું અપૂર્વ સમ પુષ્પ આ પાંગર્યું."
અનાદિ પણ એથીયે સદય શાંતિમાં સૌ ઠર્યું,
ફરી અહહ! રાજ્ય એ પ્રખર શાંતિએ પાથર્યું.

નથી રવ જરી: બને! સભર શાંતિ સૂની થઇ!
અથાગ પટ આવર્યા: તિમિરનીય આંખો ગઇ!

૨૧ : ૭ : ૩૧



## : ૨ :

[ પૃથ્વી ]

ઉઠે જગતના પટે, તિમિરના તટે આકૃતિ,
ભયે કકળતી વિષણ્ણ પ્રતિમા બની વિસ્મૃતિ.
અનેક ઘર આથડી, પગથિયાં ચડી ઉતરી,
સૂતેલ ભુજપાશમાં કપૂત સૌ: ન મા સાંભરી.

અને રુદન ગાજતાં, ગગન વિશ્વ કમ્પાવતા
દિશોદિશથકી પ્રકમ્પ, પડઘા સરી આવતા.
વહે તરલ વ્હેણુ ગંગ–જમનાસમાં આંસુનાં,
ગળ્યા ખડક કાળમીંઢ, નગ, આંસુડાં થઈ ઉન્હાં.

"સપૂત નવ કો ઉઠે, કરુણ હાક માની સૂણી?
દીધા જનમ તીસ કોટિ જીવ તોય હું વાંઝણી?
કરેલ પયપાન ગંગ–જમના સમી છાતીનાં,
શું વીર્ય અરજૂન, રામ, અજનાંય હીણાં થયાં?

"હિમાચળ સહ્યો સહસ્રશત વર્ષથી છાતીએ!
અસહ્ય દૃઢ શૃંખલા પદ જડી: ન સંખાતી એ!"

૨૨ : ૭ : ૩૧



## : ૩ :

[ મંદા ]

આધાં વ્હેણે સરતી સરિતા આશ્રમે પાસ આવે.
ઉંચા નીચા હૃદયધબકા પુણ્ય–પાદે ચડાવે.
કાંઠે ઉભી તરુગણ સહુ વારી જાતાં જળૂંબેઃ
વેલી વાડે ઘન તિમિરમાં આગિયા પુષ્પ ચૂસે.

ઊંચે કાંઠે, સરળ ઘરની લીંબડાળી કૂળીમાં,
બીડાયેલાં નયન નમણાંઃ ઉપડે શ્વાસ ધીમા;
ન્હાનું એનું શરીર કુમળું, ભાવ ચૈતન્ય કાંતિ,
પોઢે જાણે જગકલહની મધ્યમાં દિવ્ય શાંતિ.

ઊંચા ઉંચા ગિરિશિખરથી વાય ઉન્હા નિસાસા,
"કોટિ કોટિ જીવન સરજ્યાં, વાંઝણી તોય માતા!"
જાગી ઉઠ્યો ઝબકઃ નમણાં નેનમાં દુઃખ થીજ્યાં,
ચારે બાજુ નજર કરતો, એકલો, ગાલ ભીંજ્યા.

અંગે અંગે, હૃદય, વદને, આંખમાં દાહ જામ્યો!
માતાનાં એ ઝળહળ થતાં આંસુનું રૂપ પામ્યો!

૨૩ : ૭ : ૩૧



: ૪ :

[ કાન્તા ]

" જાગો ! ઉઠો ! ભરતભૂમિનાં, રાષ્ટ્રનાં પુત્ર–પુત્રી !
જાલીમોના નખ ઉઝરડે લોહી વહેતી ધરિત્રી.
માતા માટે જીવન ત્યજતાં જંગલી પ્રાણી–પક્ષી,
વર્ષા – વીજે શરીર ઘસતા, ડુંગરા ભૂમિ રક્ષી. "

ગાજી ઉઠે અખિલ નભમાં મેઘનો જેમ નાદ,
સપ્ત–સિંધુ ઉપર ફરકે કોઇ તોફાન સાદ,
એવાં એનાં રણ–રમણ–આહ્લેકનાં ગાન ગાજ્યાં,
ચૌટે, ચોરે, પુર, નગરમાં, ગામડે, લોક જાગ્યાં.

બીડાયેલા કમલદલમાં જેમ વર્ષે તુષાર,
મૃત્યુબીડ્યા નયનકમલે અમૃતી છંટકાર;
એવા એના જન સકળનાં દુઃખથી આર્ત નેને,
દૈવી દીપ્તિ અકળ પ્રગટી, લોક ઉત્સાહ વ્હેણે !

લોઢામાંથી ધન પ્રગટતું પારસી સ્પર્શ થાતાં !
માટીમાંથી અમર વચને, માનવી ઉભરાતા !

૨૪ : ૭ : ૩૧

## : ૫ :

[ ગુલ ]

ઘંટ વાગતાં પ્રચંડ આશ્રમી સહુ પળે
ઉપાસના સ્થળે: અનંત આંખડી હસે, લળે,
વિતાનથી: નદીતણું સુમંદ નીર મંજુલાં
ઢવે કવિત: પાથરે સુગંધ વેલ–ફૂલડાં.

કોઇ આવતું હતું, નિગૂઢ નેન પાથરી
વસુંધરા પરે: પડે ચડે સુમંદ ચાંખડી.
સર્વ નેન એક ધ્યાન, લોહચુંબકે જડ્યાં,
પતિતપાવના પગે, પદે પદે જઇ અડ્યાં.

સળેકડાસમું શરીર : આંખમાં ભર્યાં અમી:
વિદગ્ધ તોય છે સુહાસ: રામમાં રહ્યા રમી.
પોતડી ટૂંકી, વીંટેલ ઉત્તરીય છાતીએ:
પળંત ટેકવાઇ એ કુમારી કાળની નીચે.

આસને સ્થિતિ કરી: જરીક નેન ઉઘડ્યાં!
ચહુ દિશે ફરી વળી, ફરી અનંતમાં મળ્યાં!

૨૪ : ૭ : ૩૧



: ૬ :

[ ખંડી ]

પ્રાર્થના પૂરી થઇ: વિલીન સૂર ગીતના
થતા ધીમે ધીમે, અલોપ ચક્ર જેમ નીરમાં
વધી વધી થઇ રહે: અને સુમંદ ઉપડે
ફરફતા સુઓષ્ઠ ને યતીન્દ્ર આમ ઉચ્ચરે—

"સાઠ વર્ષ છો વીત્યાં; જુવાન તોય વીશનો
અનુભવું મને: કરૂં પ્રવાસ ચાર દિશનો;
પગો કુદંત ચેતના-ઝરા સમા: અને ચહું
વિતાન વીરહાક-શંખનાદથી ભરી દઉં.

"જીવડું મરેય તોય ઉર આ રડી રહે,
સ્વતંત્રતાતણા સુયજ્ઞમાં કરોડ છો બળે
જવાનડાં દૂધેભર્યાં; રૂંવાડું એક ના ફરે:
અને ભલે મહાન વજ્રપાત આવીને પડે.

"પુત્રપુત્રીશાં ગણ્યાં અધિકડાં સહુ થકી:
હોમવાં અધિક કામ, આશ્રમી ! કર્યું નકી !"

૨૫ : ૭ : ૩૧



## : ૭ :

[ દ્રુત ]

તરલ વ્હેણુથી સાબ્રમતીતણાં
સલિલ સાગરનાથ ભણી વળે;
પુરજનો નિજ કર્મ ત્યજી ઘણાં,
સરિત–આશ્રમ–પાર–ભણી પળે.

રવિતણા ઝીલી રશ્મિ રહ્યા ખડ્યા,
વિરહ વ્યાકુળ નીર ગુલાલ શાં!
સરિતના પટ ઉપર ઉમટ્યા,
જનતણા સમુદાય વિશાળ આ!

મધુર ઘંટ થયાઃ થઇ પ્રાર્થનાઃ
સફળ ગાન ભળ્યાં અવકાશમાં.
પુરજનો સહુ સ્તબ્ધ બની ગયા,
અમર શબ્દ ઝરે મધુનીતર્યા—

"પ્રભુ કરે; પણું કાલ પ્રભાતમાં!
મરદ સર્વ પળે મુજ સાથમાં!"

૨૬ : ૭ : ૩૧

આ છયે કાવ્યો કોઇ વ્યક્તિવિશેષ સંબંધે છે. એમાંનાં ચાર ગાંધીજીને ઉદ્દેશીને છે; એક કવિ નર્મદાશંકરને અને એક મારાં સ્વર્ગસ્થ માતુશ્રીને વિષે છે. આમાંનાં બે 'કુમાર'માં અગાઉ આવી ગયાં છે, અને બે પ્રસ્થાનમાં છપાયાં છે; એક 'નર્મદ-શતાબ્દિ ગ્રંથ'માં લેવાયું છે અને બાકીનું એક મારા અપ્રસિદ્ધ નાટક 'પદ્મિની'ના અર્પણકાવ્ય તરીકે પ્રસિદ્ધ થવાનું છે.



## વ્યક્તિવિશેષને





# ગાંધીજીને !

દાહભરી આંખો માતાની,
તેનું તું આંસુ ટપકયું;
બળી રહ્યું અંતરમાં કિન્તુ,
સૌ પાસે મીઠું મલકયું.
મૈયાના ઓ ગાંધી વીર !
અર્પું છું હૈયાનાં હીર !

ભારતના દુઃખે દુભાઇ,
કુદરતની કરુણા ઉતરી;
સંસ્કૃતિ ને સ્વાતંત્ર્ય ભરીને,
ભારતને અંગે પમરી.
વંદન ઓ કુદરત સંદેશ !
ધન્ય થયો તું ભારતદેશ !

ભાદરવા વદ બારશ
૧૨ : ૯ : ૨૭



## બાને

: ૧ :

અરાવલ્લી કોતર કંદરામાં,
પ્રતાપના એકલ શબ્દ આથડે,
ચિતોડના રાજસિંહાસને અડે;
રડી પડે નેત્ર વસુંધરાનાં.

એકાકી કો કાંચનજંઘશો ઉભી
સમુદ્રના સૌ નિરખે તરંગો,
સામ્રાજ્યના, ફ્રાન્સતણાય ભંગો;
ઉકેલતોઃ તારલીઓ જતી ડૂબી.

"પૃથ્વીતણાં રાષ્ટ્ર સહુ ઉખેડી;
ખંડી કરૂં." અંતરનો નિનાદ;
હોલાંડમાં દેઈ અબોલ સાદ,
આમંત્રતો સૌ શમણાં જતાં ઉડી.

પ્રતાપે ગજવી ખીણો, હેલેના બોનપાર્ટે,
કૈસરે પદભ્રષ્ટીનાં ગીતો હોલાન્ડમાં રટે.

ખૂંચવીને મહારાજ્યો, પાઠવ્યા સ્થલ નિર્જને !
ખૂંચવી માતનો ખોળો, પદભ્રષ્ટ કીધો મને !

પૃથ્વીએ સાંભળ્યા શબ્દો, પદભ્રષ્ટ પાદશાહના !
કારમાં ગાન એથીયે, કરવાં અંતર-દાહનાં !

: ૨ :

અશોકનું ધર્મસિંહાસને નહિ,
નહિ મહારાજ્ય સમુદ્રગુપ્તનું;
કનિષ્કનુંયે ન વિસાતમાં કંઈ,
પદ્માસને પ્રિય ન જીન મુક્તનું.

બત્રીશ તો પૂતળીએ મઢેલા,
ન ભાવના, વિક્રમના સિંહાસને;
મનુષ્યના મસ્તકથી ચણેલા
ઝંઘીસને આસન, કોડ ના મને.

મળ્યું હતું એ સહુથી મહાન !
માતાતણા અંતરનું વિતાન !

: ૩ :

ખણી ખણી કોતર કાળજાનાં,
આ દેહનું મંદિર તેં ચણી દીધું;
કરી - દઈ દાન બધી પ્રભાનાં,
આ કોડિયું એક પ્રકાશનું કીધું:

ચતુર્મુખે વિશ્વ સૃજાવતાં દીધી
બધી પ્રભા, તેં દુઃખને ધરી દીધી !

: ૪ :

આ વિશ્વની ભવ્ય વિરાટ વાડીએ,
પ્રવેશ તું-કાંચન દ્વારથી કીધો;
પાવિત્ર્યનો, ધર્મતણો, પ્રભાનો,
સંદેશ તેં પ્રેમ પીયૂષમાં દીધો.

અજ્ઞાતના ભીષણ ગર્ભમાંથી,
ખેંચી લઈ આતશ દેખતો કીધો !

: ૫ :

વર્ષો વીત્યાં આજ ઉડી ગયાને
ઉંચે, મૂકી એકલ બાળ બાને:
ન વીસરૂં નેત્ર કદી અમીનાં,
અપત્યપ્રીતિ પમરંત હીના.

સંધ્યા ઉષા નીરખતાં દિગન્તે,
અશ્વે ચડું હું સ્મૃતિના ઉડન્તે;
ને બીજમાં હું તુજ રૂપ ભાળું,
માતૃત્વની ત્યાં કવિતા નિહાળું.

નથી ગઈ બા નકી હું કહું છું:
રૂપાન્તરો સર્વમહીં સ્મરૂં છું;

આકાશમાં તારી અનંતતા છે,
ને અગ્નિમાં તુજ વિશુદ્ધતા છે.

નિદ્રામહીં વત્સલભાવ બાના!
ઉલ્લાસ બાના સ્મરૂં સોણલામાં;
દયા ઝરે માતની ચંદ્રિકામાં,
વસુંધરામાં બલિદાન બાનાં!

: ૬ :

આરાધનામાં સ્મરૂં રૂપ બાનું!
ને બા સ્મરીને પ્રભુરૂપ પામું!

૨૩ : ૭ : ૩૨



N

# યુગવણકર

વણુ ઢાંક્યા જગનો સાદ,
સાંભળ યુગચાદર વણનાર !

હિમ શિયાળે ધરણી ધ્રૂજે,
મેઘની છૂટે ધાર !
દેહતણી મરજાદ છુપાવા,
ચીંથરાનો ન આધાર !....સાંભળ૦

વર્તમાન તેં પાટલી માંડી,
ખાંભી અનંતને આર !
ભૂતને તાણે ભરતો જાતો,
ભાવી તરંગના તાર !....સાંભળ૦

છેડલે મૂકી અહિંસાની આરી,
સાચની હીર કિનાર !
આત્મવિલોપન, આતમ મોચન,
કાંજીથકી સંચાર !....સાંભળ૦

પત્થરની અણભેદ દીવાલો,
રૂંધતી વણકર કાર;
ઈંટ ચૂના વિંધી તાંતણા થાતા,
વિશ્વમાં એકાકાર !....સાંભળ૦

૧૩ : ૯ : ૩૨

# પળે પાછો

તેજ–બ્રહ્માંડમાં છાયા, આદરી ઈવિ આદમે;
ચક્રે ચક્રે વધી વાધી, રૂંધતી પૃથ્વીને ભમે.

તિમિરનો વરપુંજ શિરે ધરી,
નયનમાં ભરી વિશ્વકરુણતા;
પતન માનવ કુલતણાં ભરી,
ઉલટથી વધસ્તંભ ઈશુ જતા.

દિશાઓ આંખ સીંચીને આભ અંધારથી ભરેઃ
પૃથ્વીના પેટમાંથી કો, ધ્રુજારી કારમી ચડે !

આકાશનાં આંસુ અનન્તધા વહી,
ધોવા મથે ડાઘ ત્રિલોકમાં પડ્યો;
યુગો વીત્યાંઃ ઓસર તો ગયો નહિ,
અંધારનો ચંદ્રક ભાલમાં જડ્યો.

કડાકે તૂટતું દીઠું, શૃંગ કાંચનજંઘનું:
ઉછળે ને પડે પાછું, પયોધિનું મહાતનુ.

પ્રલય આજ ફરી ઉછળી પડ્યો,
વન વને ખરતાં નીલ પાંદડાં;
સળગતો ગ્રહ વ્યોમમહીં દડ્યો,
વિમૂઢ વાદળ સૌ સ્થિર થૈ ખડાં.

પળ્યો આ કોણ પાછો જ્યાં, પળ્યા'તા એક દિ' ઇસા ?
ભૂંસાયેલા પદે ચાલી, ભરતો બ્રહ્માન્ડની દિશા !

ધરાતણા ઉછળતા નિસાસા,
વંટોળાયા વ્યોમ બધું ભમી રહે;
દિશા થીજી આકુળ સ્તબ્ધશ્વાસા,
ઉભી ઉભી આજ અસહ્યતા સહે.

"હોત જન્મ્યા ઈશુ હિન્દે ! ન જાતા ક્રોસપે કદી !"
લોકની લોકવાણીને, આળ આજે ચડી નકી.

જગતની સુચિરાતન સંસ્કૃતિ,
ભટકતી મૂળથી અટકાવવી;
ભરતના કુળગૌરવની સ્મૃતિ,
વિસરતી, ફરી તો ફરકાવવી !

અશ્વમેધતણો જાણે, અશ્વરાજ ખૂંખારતો,
પૃથ્વીના પાંચ ખંડોમાં, પડછંદા પ્રાણ પાડતો.

ભમી ભમી દ્વાર ધરાતણાં બધાં,
આહ્‌લેક એ અંતરની પુકારતો;
સૂતેલની સાંકળ ઠોકતો સદા,
ઝોળી અતાગી ભગવી પ્રસારતો.

પાપ, હિંસા, નિરાશાની, અહંની ભીખ માગતો,
અબુધા લોકની લાતે, નમીને પાય લાગતો.

મનુષ્યનાં પાપથી ઝોળીને ભરી,
અમી બધાં અંતરનાં ઉલેચતો;
સમુદ્રના ઝેરની ઘૂંટડી કરી,
અમીથકી શંકર વિશ્વ રેલતો.

વિશ્વના પાપનો ભારો, બાંધીને બાળવા જતો!
અંગનાં અસ્થિથી આજે, કાષ્ટના ચંદને ન તો!

જનસમૂહ વિમૂઢ થઇ વદેઃ
"વધ કરો! વધ જીસસનો કરો!
ધરમશાસનને દવલા પદે,
ચરણ–કાદવથી અભડાવતો!"

ઇશુને જગના લોકે, ખીલા ઠોક્યા શરીરમાં;
સ્વેચ્છાએ આજ તું ચાલ્યો, દેહકેરા વિલીનમાં.

એ બારમાં એક હતો જુડાસ,
ઇસામસીને પકડાવનારો;
વેદાન્તના બાવીશ કોટિ દાસ,
જુડાસના આજ થયા પ્રકારો.

ઇસાને મરતાં લાગી, ક્ષણ બે ક્ષણ બે ઘડી!
ગાંધીને તો ટીપે ટીંપે, અંગ દેવું બધું ગણી!

બૌદ્ધોતણો એકલ બોધિસત્ત્વ,
ઇસામસી આ જગના ઇસાઇનો;

જૈનોતણું તાપસી જીનતત્ત્વ,
ગીતાધ્વનિ હિંદુતણી વધાઇનો.

મનુકુલે મહા કાળે, કેળવ્યું જે ભગીરથ:
આસિના શેષને શિરે, મણિ એ, ઓપતો પથ.

લજ્જાસમી મંગલ કામનામાં,
સંધ્યા ઉષામાં તુજ લોહી ફૂટશે;
કારુણ્યનાં મૌન મળી હવામાં,
આકાશથી આંસુ થઈ ખરી જશે.

સૃષ્ટિના અંત પર્યન્તે, પ્હોંચતી શર્મની છટા,
નહિ, બાપુ! સહી જાશે, ઉદ્ધારે ના પુનઃ કદા.

યુગે યુગે એક અલૌકિકાત્મા,
આ વિશ્વના યજ્ઞમહીં ધરાશે?
ન તોય ભૂખ્યો જગ દુષ્ટ આત્મા,
તૃષા ત્યજી શાંત સુરમ્ય થાશે?

મરે જો બાપુ તો કોણ, માનવી જગ જીવશે?
જીવશો સત્યનો સાધુ, કોણુ આ જગથી જશે?
સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારા, વધુ તેજસ્વી તો થશે!

૧૮ : ૯ : ૩૨

## ૨૪મી સપ્ટેમ્બર

અંધારા ઘોર આકાશે, દિવ્ય જ્યોતિ જગી કંઇ;
બળતી તમ પૃથ્વીપે, વૃષ્ટિશી અમીની થઇ.

નકી નકી માનવી સર્વ જાગ્યા,
ન ગાંધીને મારણ-ગોળી આપશે;
જેને જનોએ યુગ યુગ માગ્યા,
આવ્યા; ન એનું શિશ કોઇ કાપશે.

કવિઓ વિશ્વના આવો, ઊર્ધ્વબાહુ થઇ વદો:
"ઇસાના વધદિનેથી, મનુકુલે જરૂર તો !
પ્રગતિ કો મહામોંઘી, સાધી: નમસ્તે પ્રભો !"

૨૪ : ૯ : ૩૨



# નર્મદને એક પ્રશ્ન

શૌર્ય, નિડરતા, સચ્ચાઇની,
ગળથૂથી તેં તો પાઇ:
કેમ કરી ગુજરાતે આજે,
પ્રણય-રોદણી મંડાઇ ?
સિંહણસાતા તું સાચી, તો
પયધારા નવ જીરવાઇ !

૩૦ : ૬ : ૩૩



વિચારોને પણ સ્વરૂપ હોય છે. કેટલાક વાદળાંઓ જેવા અસ્પષ્ટ અટવાયેલાં અને આવ-જાની રમત રમતા ચંચલ હોય છે. કેટલાક નદીના પ્રવાહની પેઠે એક પછી એક અસ્ખલિત માળામાં ગૂંથાઇ પ્રમાણશાસ્ત્ર-શુદ્ધ બની રહે છે. એમાં આગિયા જેવાનો પણ સમાવેશ છે. ક્ષણમાં ઝબકે અને ક્ષણમાં હોલવાઇ જાય, છતાં માધુર્ય મૂકતા જાય. વિચારના એવા દસ આગિયાઓને આ ગીતોમાં પૂરી દીધા છે–સુઘરી (સુગૃહી) જેમ પોતાના માળામાં પૂરે તેમ ! આ સંગ્રહમાં એ પહેલી જ વાર ઝળકે છે.



: ૧ :

જાગી ઊઠું સાંભળતાં હું,
માનવ ઉરના ધબકારા;
સર્વમહીં સંધાયો શ્વાસે,
ગુંજન સાંભળતો તારાં.
દૂર નથી હું: મથી રહ્યો છું,
પુરવા ધબકારા મારા !

૯ : ૮ : ૨૯

: ૨ :

એક અશ્રુ માશુકનું પડતાં,
ઉર દાવાનળ દર્શન કરૂં !
ફાટ ફાટ ઉર હલકી ઉઠતી,
વર્ષાનું દુ:ખ શેમાં સ્મરૂં ?
પ્રલયનૃત્ય હૈયામાં શાં આ ?
જ્વાલામુખ હૈયે ગભરૂ ?

૨૭ : ૯ : ૩૧

: ૩ :

ઉંચો ઉંચો એક મિનારો,
ઉંચા પર્વતપે શોભ્યો !
ગૌરવ પોતાનું જોવાને,
ડોકથકી જરી એ ડોક્યો !
પણ નવ દેખાતાં લળતામાં,
કમ્મરથી ધડધડ ઝોક્યો !

૨૭ : ૬ : ૩૩

: ૪ :

સૂર્યોદયમાં સાવજ ઉભો,
પડછાયો નીરખી ભાવેઃ
" એક ઊંટિયું ખાવા જોશે,
ઓડકાર નહિ તો ના'વે !"
મધ્યાહ્ને પડછાયો જોતાં:
" શિયાળવું એ તો ચાલે !"

૨૭ : ૬ : ૩૩

: ૫ :

સામે કાંઠે રાડ પડે, ને
આ કાંઠે ગોકીરો થાય;
વચમાં મોજાં ચડે ભયંકર,
હોડી મારી ઝોલાં ખાય.
કોઇ ન વ્હારે ચડશો, શૂર!
જ્યાં હો ત્યાં જ લડી લેવાય!

૨૭ : ૬ : ૩૩

: ૬ :

લોકો કે' "ગોઝારો કૂવો
વરસે વરસે માણસ ખાય!"
અભાગિયો ગોઝારો, નહિ તો
શાને ફોગટ મરવા જાય?
એમ નહિ! નહિ! કુટિલ
જગતના ધક્કાથી એ તો ઠેલાય!

૨૭ : ૬ : ૩૩

: ૭ :

ઉત્ક્રાંતિના ક્રમમાં મોટી,
માનવ કુલે ભૂલ કરી;
કરને કેળવવાને બદલે,
હોત કેળવી પાંખ જરી!
તુચ્છ નીચ આ ખેલો છોડી,
વિશ્વરૂપથી આંખ ભરી!

૨૭ : ૬ : ૩૩

: ૮ :

વાંચ્યું'તું મેં કોઇ પુરાણે,
નગનેયે આપી'તી પાંખ.
ફરી એકદા આપી પાંખો,
ઈશ્વર જો નિજ રાખે શાખ:
સ્થિત્યંતરમાં ઉચ્ચ છૂંદાશે!
ઉઠશે ચગદાયેલ સડાક!

૨૭ : ૬ : ૩૩

: ૯ :

પકવબિમ્બશો અધર રસેલો,
કાળી આંખો, કાળા કેશ;
કૌમુદી ઉજળો વર્ણ અનુપમ,
મેઘધનુ ભાતીગળ વેશ:
નૂતન તું! પણ કવન જૂનું મમ!
સંકોર્યાં કવિઓના શેષ!

૨૭ : ૬ : ૩૩

: ૧૦ :

એક સુભગ દર્શનથી દાન્તે,
'દિવ્યામોદ' કરે સર્જન;
ક્ષણુક્ષણુ પળપળ તુજને જોતાં,
કાવ્ય રહે મારૂં નિર્ધન:
બિએટ્રિસ તું ના: કાં મુજથી
વિશદ હતું દાન્તે–દર્શન!

૨૭ : ૬ : ૩૩

ઘણે અંશે અંગ્રેજી Balladના સ્વરૂપનાં આ સાત કથાકાવ્યો-માંના બે 'પ્રસ્થાન' માં પ્રસિદ્ધ થઇ ચૂક્યાં છે. એમાંનું એક 'આપણી કવિતા સમૃદ્ધિ'માં પણ લેવાયું છે. 'પાપી' 'કુમાર' માં પ્રસિદ્ધ થયું છે. 'રૂપરાણી' લખવાનો વિચાર તો લગભગ ચાર વર્ષથી ચાલતો હતો; શરૂઆત તો એક વર્ષ પહેલાં શાંતિનિકેતનમાં જ કરી શક્યો. પછી એ અધૂરૂં પડ્યું રહ્યું અને હમણાં ભાવનગરમાં પૂરૂં કરવું પડ્યું. કાવ્યના ઇતિહાસ અને ભૂગોળ બન્ને માટે પૂ. કાકાસાહેબનો આભારી છું. 'સ્વરાજરક્ષક' માં ગૂંથાયેલી દંતકથા પણ એમણે જ કહી હતી. 'અવલોકિતેશ્વર' વિષેનો આ ઉલ્લેખ સિસ્ટર નિવેદિતાના 'The Web of Indian Life'માં પ્રથમ વાંચેલો. 'ભાઈબ્હેન' માં ગૂંથાયેલી The White Ship ની કથા ન્હાનપણમાં ઇતિહાસમાં ભણેલો, અને 'પાપી'ની દંતકથા નામ ઠામ ને ઠેકાણા વિના એક મિત્ર પાસેથી મળેલી. 'રોહિણી' એ કલ્પનાકૃતિ છે; છેલ્લી 'અંજની' હમણાં જ તૈયાર કરી છે.



## કથાકાવ્યો

## ભાઈબ્હેન

રાજે ઉંચે ત્યાં શશી પૂર્ણિમાનો,
ધરી શરીરે પટ ચંદ્રિકાનો;
ને તારકોની ફૂલમાળ પે'રી,
સમુદ્ર સામે મલકે રૂપેરી.

સફેદ નૌકા સરતી હતી ત્યાં,
નકી ન નૌકા વળશે, જશે ક્યાં?
નાવિક, જન્મોત્સવના ઉમંગે,
ચઢ્યા હતા સર્વ સહિત રંગે.

નૌકામહીં સ્હેલ કરે કુમાર,
સાથે હતા સૈનિક આઠ–બારઃ
કુમાર ને બ્હેન હસે ઉમંગે,
બન્ને ચઢ્યાં સ્નેહમહીં તરંગે.

"વીરા! થશે તું દિન એક રાજ,
કરીશ શું તે દિન બ્હેન કાજ?
હું તો મજાની પરણાવું રાણી,
ને ગીત ગાઉં ખૂબ રાગ તાણી."

ઘણે અંશે અંગ્રેજી Balladના સ્વરૂપનાં આ સાત કથાકાવ્યો-માંના બે 'પ્રસ્થાન' માં પ્રસિદ્ધ થઇ ચૂક્યાં છે. એમાંનું એક 'આપણી કવિતા સમૃદ્ધિ'માં પણ લેવાયું છે. 'પાપી' 'કુમાર' માં પ્રસિદ્ધ થયું છે. 'રૂપરાણી' લખવાનો વિચાર તો લગભગ ચાર વર્ષથી ચાલતો હતો; શરૂઆત તો એક વર્ષ પહેલાં શાંતિનિકેતનમાં જ કરી શક્યો. પછી એ અધૂરૂં પડ્યું રહ્યું અને હમણાં ભાવનગરમાં પૂરૂં કરવું પડ્યું. કાવ્યના ઇતિહાસ અને ભૂગોળ બન્ને માટે પૂ. કાકાસાહેબનો આભારી છું. 'સ્વરાજરક્ષક' માં ગૂંથાયેલી દંતકથા પણ એમણે જ કહી હતી. 'અવલોકિતેશ્વર' વિષેનો આ ઉલ્લેખ સિસ્ટર નિવેદિતાના 'The Web of Indian Life'માં પ્રથમ વાંચેલો. 'ભાઈબ્હેન' માં ગૂંથાયેલી The White Ship ની કથા ન્હાનપણમાં ઇતિહાસમાં ભણેલો, અને 'પાપી'ની દંતકથા નામ ઠામ ને ઠેકાણા વિના એક મિત્ર પાસેથી મળેલી. 'રોહિણી' એ કલ્પનાકૃતિ છે; છેલ્લી 'અંજની' હમણાં જ તૈયાર કરી છે.



## કથાકાવ્યો

# ભાઈબ્હેન

રાજે ઉંચે ત્યાં શશી પૂર્ણિમાનો,
ધરી શરીરે પટ ચંદ્રિકાનો;
ને તારકોની ફૂલમાળ પે'રી,
સમુદ્ર સામે મલકે રૂપેરી.

સફેદ નૌકા સરતી હતી ત્યાં,
નકી ન નૌકા વળશે, જશે ક્યાં ?
નાવિક, જન્મોત્સવના ઉમંગે,
ચડ્યા હતા સર્વ સહિત રંગે.

નૌકામહીં સ્હેલ કરે કુમાર,
સાથે હતા સૈનિક આઠ–બારઃ
કુમાર ને બ્હેન હસે ઉમંગે,
બન્ને ચડ્યાં સ્નેહમહીં તરંગે.

"વીરા ! થશે તું દિન એક રાજ,
કરીશ શું તે દિન બ્હેન કાજ ?
હું તો મજાની પરણાવું રાણી,
ને ગીત ગાઉં ખૂબ રાગ તાણી."

"ના, બ્હેન! તે દિ' પરણીશ હું ના,
તારા વિના સર્વ મહેલ સૂના;
હું ને તું બે, એક જ સાથ રે'શું,
ને એકબીજાં દિલ વાત કે'શું.

"જોજે હું લાવું નભ શુક્ર તાર,
તે હીરલાનો કરૂં એક હાર."
"હું તો વીરા! કંકુ કરૂં ઉષાનાં,
ને અશ્રુને નીર કરૂં નિશાનાં."

ત્યાં તો હવાના સુસવાટ આવ્યા,
મૃત્યુતણું કારસું કે'ણ લાવ્યા;
નૌકા ડૂબે ને ઉછળે, ડૂબે છે,
સૌ ઉરમાંથી ધડકા છૂટે છે.

આકાશથી મેઘની ધાર છૂટે,
ને નાગણીશી વીજળી ઝઝૂકે;
શા મેઘના એ રણઢોલ વાગે,
તારા અને ચંદ્ર છુપાઈ ભાગે.

નાવિ ધ્રૂજે છે, નહિ લાજ રે'શે,
રાજા કને તે શું જવાબ દેશે?
"કુમાર ક્યાં છે?" ઉપડ્યો અવાજ,
નાવિ લવે છે: "પ્રભુ લાજ રાખ."

કુમાર બેઠો હતો એક હોડી,
ને સાથ નાવિકની એક જોડી;
"મારી મૂકો." એમ વદ્યો કુમાર,
ને હોય શું ત્યાં ક્ષણુ માત્ર વાર ?

ત્યાં તો હવા ચીરી અવાજ આવ્યો,
"મ્હારા વીરાને, પ્રભુ ઓ! બચાવો!"
ને કાન ચીરી ઉર ઉતરે છે,
કુમારને બ્હેનનું સાંભરે છે.

"થંભો!" કહી હોડી ઉભી રખાવે,
સોચ્યા વિના તે જળ ઝંપલાવે;
આવે તરી હામથી બ્હેન પાસ,
નાવિ ડૂબ્યા નીરમહીં, નિરાશ.

તરી તરી રાજકુમાર થાક્યો,
સમુદ્રમાં ત્યાં સૂનકાર વ્યાપ્યો;
ને નાવનું નામ નિશાન ન્હોતું,
આકાશનું ચક્ષુ વિશાળ રોતું.

* *

પ્રભાત ઉગ્યું, રવિ શું નિહાળે ?
બ્હેની લઇ ભાઈ તરે નિહાળે;
ને બાથ ભીડી, વદી એક વેળા:
"ઉંચે જશું આપણુ બેઉ ભેળાં."

૨૭ : ૪ : ૨૯



# સ્વરાજરક્ષક

ધીમે સરી શાશ્વત બ્રહ્મચારિણી
ઉષા પ્રસારે ભગવી પ્રભાને;
કર્મણ્યતા પાય વસુંધરાને
સુધા સ્મિતે, ચેતન–દંડ–ધારિણી.

વાંછી સુખો લોક, સમાજ, સર્વનાં,
પળ્યા પ્રવાસે નિજ કર્મદંડી,
સમર્થ સ્વામી ગ્રહી ધર્મઝંડી:
સ્વરાષ્ટ્રના—પ્રેરક—મુક્તિ પર્વના.

ઇચ્છયું મળે સ્વામી શિવાજીરાજને,
શિષ્યો થયા ચાર સમર્થ સાથ;
ધખે નભે ઘોમ પ્રકાશનાથ,
સહે ગણી ધર્મ સ્વરાષ્ટ્ર – કાજને.

મધ્યાહ્નના અગ્નિ અસહ્ય વર્ષતા,
સ્વામી સૂતા શીતલ વૃક્ષછાંયે:
લગી લપી વૃક્ષ ઝુલાવ્યુ વાયે:
જ્વાલા ઝરે: સ્વામી અગમ્ય કૂંતા.

શિષ્યો ફરે ખેતર આસપાસ,
હસી રહ્યો શેલડી-વાઢ ભાળી;
પેઠા નથી કો કયહીંયે નિહાળી,
ચૂસી ચૂસી સાંઠ કરે ખલાસ.

ટીપે ટીપે ખેડૂત સ્વપ્રસેવે,
એ શેલડીમાં રસ મિષ્ટ પૂરે.
દેખી લીધું સર્વ ઘડીક શૂરે,
હાથે ધરી લાકડી અન્નદેવે–

“ ઉભા રહો બે ઘડી, ઓ હરામી !
આ શેલડીનો જરી સ્વાદ ચાખો.”
દેખી ધ્રૂજે ક્રોધિત લાલ આંખો,
દોડી પૂગ્યા જ્યાંહીં સૂતેલ સ્વામી.

સ્વામી હસે છે મધુરૂં સુહાસ,
ખેડુ ગ્રહી લાકડી આવી ઉભો.
“ ચોરો બધા આ, સરદાર તું તો !”
સોટા સબોડે થઈ એક શ્વાસ.

સ્વામી હસે, લાલી ચડે સુગાલમાં,
સોટા સહી થાય ગુલાલ વાંસે;
શિષ્યો ધસ્યા ખેડૂત આસપાસે;
સ્વામી વદેઃ “ખેડૂત હાથ ઝાલ મા.”

સ્વહસ્તે સ્વામીને રાજા શિવ સ્નાન કરાવતો;
નિહાળી લાલ વાંસાને ક્રોધથી રાય કાંપતો.

" કહો કહો, કારણ શું સમર્થ ? "
"કશું નથી, વત્સ !" સમર્થ ભાખતા.
પૂછી પૂછી રાય શિવાજી થાકતા;
કર્યા પ્રયત્નો સહુ જાય વ્યર્થ.

શિષ્ય એકે કરી વાત, રાયનો ક્રોધ માય ના !
" સેવકો, બાંધીને લાવો, જરીયે ઢીલ થાય ના ! "

ઉભો ધ્રૂજે ખેડૂત રાય સામે,
કાંપી રહ્યા ક્રોધથી ઓષ્ઠ રાયના;
શિવે મૂક્યું મસ્તક સ્વામીપાયમાં:
" શિક્ષા કરૂં શું હું સમર્થ આને ? "

હસી રહ્યા સ્વામી સુમંદ હાસ,
"શિવાજી ! એનું કર દાણ માફ."
રાજા બની સ્તબ્ધ હુવા અવાક !
ખેડુ પડ્યો પાય સમર્થ પાસ

" બેટા, અમે સર્વ હરામ-ભક્ષક !
ડર્યો નહિ શિષ્ય સમીપ ચાર,
વડો ગણી ચોર કર્યા પ્રહાર,
સન્માન એવા તું સ્વરાજ-રક્ષક ! "

૮ : ૧૨ : ૨૯

# રોહિણી

[મંદાક્રાન્તા]

ધીમે ધીમે રવિકર સર્યા વારિધિ આસપાસ,
ધીમે ધીમે રવિમુખ નમ્યું, આંજતું અંતહ્રાસ;
ધીમે સૂર્યે અતલ જલના ઓષ્ઠમાં ઓષ્ઠ પૂર્યા,
ઢોળાયા ત્યાં જલદલ પરે શેરડા સ્નેહસ્ફૂર્યા.

વ્યોમે જોયું, વદન મલક્યું, કંકુના કુંડ ઢોળ્યા,
સંધ્યાએ ત્યાં તરલ તરતાં સર્વ સ્વાંગો ઝબોળ્યાં.
એવાં બોળી ઉભય ઉરને સાગરે પ્રેમઘેરાં,
ઉભી જોડી નયન નયને કાંઠડે સિંધુકેરા.

પ્રાતઃકાલે નગરપતિનો પુત્ર જાવા સિધાવે,
છેલ્લી છેલ્લી હૃદયપ્રતિમા સાથ ગોષ્ટિ ચલાવે;
રૂંધાયેલાં ઉર ઉભયનાંઃ શબ્દ તૂટે અપૂર્ણઃ
સો સો ગોષ્ટિ ઉભય કથતાં, આંખથી અશ્રુપૂર્ણ.

"પ્રાતઃકાલે અતલ જલ આ રોહિણી ! ફેરવાશે,
મસ્તી સાટે વિરહ દુઃખના તાન–આલાપ ગાશે;
આ કાંઠે તું સમદરતણા, પાર ઉભો હું પેલે,
ગાશું ત્યારે સૂર સરકતા આવશે વારિહેલે."

"ને રાત્રિએ ગહન જલમાં રોહિણી—પાંચ તારા—
નિત્યે જોજે પ્રિય ! પલકતાં માનજે અશ્રુ મારાં."
એવે થાતા ઉદય નમણે ગાલ સંધ્યા ઉષાના,
ચૂમ્યા ચૂમ્યા ગુલ ઉઘડતા ગાલ એણે પ્રિયાના.

જોઈ જોઈ નયન નયને કોલ દીધા અનુક્ત,
તારાઓથી સુખ ચમકતું વ્યોમનું હાસ્યયુક્ત;
ગેલંતા એ અનિલ ભ્રમરે સુંદરી પદ્મ સાથે,
સૂણ્યા કોલો અકથઃ રજનીનાથ પોંખે સુહાસે.

કાંઠે કાંઠે હૃદય ભમતું એક પ્રેમી વિયુક્ત,
સંધ્યાએ ત્યાં પ્રતિદિન, જ્યહાં કોલ લીધા અનુક્ત;
જોઈ તારા ઉર સળગતું, આંખ મીંચે ઉઘાડે,
મૂંગા મૂંગા હૃદય—પડઘા અબ્ધિ એના ઉપાડે.

વીત્યાં વર્ષો; હૃદય કુમળું શુષ્ક, ખંડેર સૂનું;
વારિ ખૂટ્યાં નયનસરનાં, એક આંસુ ન ઉનું;
કાંઠે ઉભી સુતનુ—સ્વરૂપા પૂર્વમાં નેન નાખે,
સામે કાંઠે હૃદય વસતું ઉડીને પ્રેમપાંખે.

ઘેરી ઘેરી ગગનગહની રાત્રિએ સૌ વિરામે,
ત્યારે દોરી નયન નમણાં રોહિણી, તીર સામે;
ઉભે નિત્યે અચળ, પ્રતિમા હોય પાષાણકેરી,
આંખો જાણે પલપલકતી તારલી બે સુનેરી.

* *

જેવી દીસે ક્ષિતિજસરિતે પક્ષમાલા બગોની,
તેવી દીસે જલધિક્ષિતિજે કાફલી સો સઢાની;
ઊંચા-નીચા સઢ ઉછળતા-ઝૂલતા સિંધુ મોજે,
એવું કાંઠે હૃદય ઉછળે નાવશું પ્રેમહોજે.

આવે આજે નગરપતિનો પુત્ર પાછો કમાઇ,
સો સો વ્હાણે શગ ખડકતાં માંડ લક્ષ્મી સમાઇ;
જાણે લાવે સકળ ધનભંડાર એ લૂંટી જાવા,
કાંઠે ઉભા પુરજન સહુ સાહસીને વધાવા.

સૂકાં ઠૂંઠાં તરુવરગણે જેમ ખીલે વસંત,
ઘેરાયેલા ગગન ઉઘડે તારલાઓ હસંત;
એવા એના હૃદયરણમાં સ્નેહના ઓઘ છૂટ્યા,
અંગે, અંગે, ઉર, વદન, સૌંદર્યનાં પુષ્પ ફૂટ્યાં.

ગૂંથી વેણી બકુલફૂલડે, સિંદૂરે સારી સેંથી,
આંજી ભૂરાં નયન સુરમે, પાનીએ પાઇ મેંદી;
તારા ગૂંથી, શરીર ધરતી રોહિણી, ચૂંદડીને,
આવે કાંઠે સભર ઉર, ગાલે ગુલાબો મઢીને.

ધીમે ધીમે બગ સરીખડાં નાવડાં પાસ આવે,
બાલા સ્વપ્ને "પ્રિયજન અહા! ભેટ મીઠી શું લાવે?"
કાંઠા પાસે-હૃદય ધડકે-જેમ વહાણો પધારે,
સંતાડે જ્યાં હૃદય-ધબકા, ગાલ દીસે વધારે.

સંધ્યાકાળે નગરસમીપે નાંગર્યાં નાવ આરે,
કૂદી નીચે પુરપતિતણો પુત્ર કોને ઉતારે ?
નીચે આવી રતિસમરૂપા કોઈ સૌંદર્યવંતી,
ધીમે ચાલે નગરપતિના પુત્ર સાથે હસંતી.

માતા આવી સજલનયના: પુત્ર માથું નમાવે,
સ્હેની જોડી નીરખી નીરખી, પુષ્પ વેરી વધાવે;
સામૈયું એ પુરભણી વળ્યું, વાગતાં ઢોલ તાંસાં,
એકાકી કો કયમ તીર ખડી, મૂર્તિશી સ્તબ્ધશ્વાસા ?

ધીમે ધીમે રવિકર છૂટ્યા વારિધિથી વિછૂટા,
ધીમે ધીમે રવિ–જલતણા ઓષ્ઠથી ઓષ્ઠ છૂટ્યા;
ધીમે સૂર્યે વિરહજલમાં ઝંપલાવ્યું અગમ્ય,
વેરાયા ત્યાં અતલ જલમાં શેરડા દુ:ખજન્ય.

વ્યોમે જોયું હૃદય બળતે, ગાલમાં લોહી દોડ્યું,
સંધ્યાએ એ વિરહસમયે મૌન આક્રંદ જોડ્યું;
ડૂબ્યા સૂરો જન સકળના શે'રકેરી દિશામાં,
તારા ઊગ્યા વદનકમળે આંસુડાં શા નિશાનાં.

ગાજે ઘેરૂં અકથ જલધિ, હાથ કાંઠે પછાડે,
કૂદી કૂદી હૃદય દુખતાં, જોરથી બૂમ પાડે;
કાંઠે ઉભી ઝળહળ થતી ઝાળતી એ ચિતા શી;
ઝંઝાવાતે જઈ જલધિએ બૂમ પાડે: “ખલાસી !—

આપું વીરા ધન સકળ આ અંગ માથે મઢેલું,
પ્હોંચાડે જો સમદરતણી મધ્યમાં નાવ ખેડું!"
પ્હોંચે પ્હોંચે ઉદધિપટની મધ્યમાં નાવ ત્યાં તો
ગાજી ઉઠ્યો દિશ સકળમાં રોહિણીનો ધુબાકો!

૧ઃ૭।૩૦

# પાપી

કોટિ કોટિ નિહારિકા ઘૂમે,
કોટિ પ્રકાશના ગોળ:
કોટિ પ્રકાશના ગોળ;
નવલખ તારલા લોકવાણીના,
સૂરજ રાતા ચોળ:
એવું અંતરિખ તણાયું,
અનન્તનું ગેબ ચણાયું !

ટમટમે ઘર દીવડા જેવો,
સૂરજ આપણો એક:
સૂરજ આપણો એક;
આભ અટારીના એક ખૂણામાં,
એક ખૂણામાં છેક:
વળી એનું મંડળ મોટું,
ગુરુ શનિ આઠનું જોટું !

આઠ ગ્રહોનાં આઠ કૂંડાળાં,
એમાં કૂઁડાળું એક:
એમાં કૂઁડાળું એક;
પૃથ્વીનો મારગ પાંચમો ને આડા
ચાંદાના ચાંદ અનેક:
એમાં પાંચ ખંડ સમાણા,
પાંચેનાં અલાયદા થાણાં !

પાંચમાં તો જરી એશિયા મોટું,
એમાંય હિન્દુસ્થાન:
એમાંય હિન્દુસ્તાન;
હિન્દમાં મુંબઇ એક ઇલાકો;
વાણિયાઓનું ધામ:
ઇલાકે ગુર્જર વાડી,
દારૂ ઓછો, ઝાઝી તાડી !

ગુજરાતમાંય કચ્છની પાંખમાં,
આવ્યો કાઠિયાવાડ:
આવ્યો કાઠિયાવાડ;
એમાંયે વળી એક ખૂણામાં,
શેતરુંજાના પહાડ:
એમાં એક ગામ સંતાણું,
એનું મારે કરવું ગાણું !

શેતરુંજાના ડુંગરા ડોલે,
વચમાં ગાંભુ ગામ:
વચમાં ગાંભુ ગામ;
કાળા ભગતની લીમડીનું ઠૂંઠું,
આંગળી ચીંધે તમામ:
મોટી મોટી વાતમાં મારું,
નાનું ગાણું લાગશે ખારું !

શેતરૂંજીનાં નીર વહ્યાં જાય,
ગાંભાની કોર ઘસાય:
ગાંભાની કોર ઘસાય;
ગામને પાદર રામદુવારે;
સાંજના આરતી થાય:
ફૂળીમાં લીમડી લૂમે,
લીંબોળીના લૂમખા ઝૂમે !

એક દિ'ને સમે વાત રહી ગઈ,
ધાર્યું ધણીનું થાય:
ધાર્યું ધણીનું થાય;
મારનારો ઉગારનારો બધું,
એ જ; કશું નવ જાય:
કે'તાં જીભ તાળવે ચોંટે,
વહે લોહી દિલમાં દોટે !

સાવ હતો દિન ઉજળો ને હતો
ધોમ ધખેલ બપોર:
ધોમ ધખેલ બપોર;
ગરમી ! ગરમી ! યોગ્ય હતું ટાણું
કાંધ જો મારવો ચોર:
બેઠું'તું રામદુવારે,
હરિજન એકાકારે !

નવ હતા બેઠા ભાવિક, વચ્ચે
બાવાજી વાંચે પાઠ:
બાવાજી વાંચે પાઠ;
એક ખૂણામાં ગોદડી નાખી,
વાળી અદ્દબ પલાંઠ;
અગ્યારમા કાળુ ભાભા,
મુછો જાણે રૂના ગાભા !

કેમ થયું એ તો રામજી જાણે,
છૂટ્યા વા બારેબાર:
છૂટ્યા વા બારેબાર;
આભમાં મેઘાડંબર ગાજ્યું,
વરસે મૂશળધાર:
ડોળું ડોળું આભ ડોળાયું,
નદીમહીં ઘોડલું ધાયું !

સનન સનન વીજ ઝબૂકે,
કાન ફૂટે કકડાટ:
કાન ફૂટે કકડાટ;
કોઈના ઉંચે છાપરાં ઉડતાં,
કોઇનાં ઉડતાં હાટ:
માળામાં કાગ કળેળે,
ઝીંકાઝીંક ડાળીઓ ખેલે !

કડડ કરતા થાય કડાકા,
વીજ ઝઝૂમે શિર:
વીજ ઝઝૂમે શિર;
પડી કે પડશે, મરશું બાપલા!
મૂંઝાયા ધારણ ધીર:
અગ્યારેયે આંકડા ભીડ્યા,
એવામાં બાવાજી ચીડ્યા!

"પાપીને માથે વીજ ઝઝૂમે!
(એમ) લોકની વાણી ગાય:
લોકની વાણી ગાય;
અગ્યારેને મારવા કરતાં,
સારૂં જો એકને ખાય."
બાવાજીએ સાફ સૂણાવ્યું,
કોઇનેયે મન ના ભાવ્યું!

"સાંભળો સાચનાં વેણ સાધુજન!
સૂચવું એક ઉપાય:
સૂચવું એક ઉપાય;
સામી ફળીમાં ડોલતી લીમડી,
પંચ એ પાપણી થાય:
જઇ જઇ હાથ અડાડો,
પાપી શિરે વીજનો ખાડો!

એક પછી એક લોક ઉઠે, ને
સર્વના ધ્રૂજતા પાય:
સર્વના ધ્રૂજતા પાય;
અડ્યા કે ના અડ્યા એમ કરીને,
ચટકે પાછા ધાય:
આવીને ‘ હાશ !’ કરંતા,
સહુ સાથે બાથ ભીડંતા.

નવ જણાએ હાથ અડાડ્યા
જીવ્યા નવેના નવ:
જીવ્યા નવેના નવ;
“ કાળો ભગત તો ઘરડું માણસ ! ”
બાવો કે' “ જાવા ન દઉં.”
ધીમડીએ હાથ અડાડ્યો,
બાવોયે પાછો આવ્યો !

“ કાળું કરો તમ મુખડું, કાળા !
ફટરે ભગત નામ !
ફટરે ભગત નામ !
પાપી તમે નક્કી, વારો તમારો,
નામ જેવાં તમ કામ ! ”
સહુ ફિટકાર વહાવે,
ભગતને મન ન આવે !

ડૂલતા, ધ્રૂજતા, ભગત ઉઠ્યા,
પોં'ચ્યા એ લીમડી પાસ:
પોં'ચ્યા એ લીમડી પાસ;
કડડ કરતો થાય કડાકો,
સહુના અદ્ધર શ્વાસ:
"ભગતના રામ રમ્યા શું?
પાપીકેરૂં પારખું તો થ્યું!"

સનન કરતી વીજળી આવી,
દશને લીધા બાથ:
દશને લીધા બાથ;
કાળા થઇને કોલસા કેરા,
સહુના પગ ને હાથ:
જીંચ્યો કાળો લીમડી કેડે,
મર્યા દશ રામજીમેડે!

જાવ જહી કોઈ પાન્થ, મુસાફર!
શેતરૂંજીને તીર:
શેતરૂંજીને તીર;
ગાંભાને પાદર રામદુવારે,
થામજો ભાઇ લગીર,
કદી કો બાળને જાચો!
બતાવશે થાનક સાચો.

૨૬ : ૬ : ૩૩

# અવલોકિતેશ્વર

ઉછ્‌વાસતો કાનન-મર્મર-ધ્વનિ,
શરૂ-તરુનાં વન વીંધતો વહે;
ઢળી જતો મંજરીભાર વેરી,
ઉંચા ઉંચા સાગ નીચા નમી રહે.

પ્રચ્છન્ન રૂપે પગદંડી પાતળી,
તૃણાંકુરોમાં અટવાતી આથડે;
કરી રહ્યો નિર્ઝર કલ્કલધ્વનિ,
કો, ગહ્‌વરેથી જલ ધોધવા દડે.

મધુસ્વરે સોહિની ગાય શ્યામો,
નિબીડથી નીલમ દેવદારૂની;
અને હિમાદ્રિ શતશૃંગ ટોચે,
ચડી પડે પ્રાતર-બ્હેન આરુણી.

આગે બઢ્યો હું કરી સ્નાનસંધ્યા,
તિબેટની પ્રાંતસીમા જરા વીંધી;
કુલી દૂરે ટેકરીઓ વચાળે,
દેખાડતો દેવળ આંગળી ચીંધી:

"સામે જુઓ તે જ દલાઇ લામા,
આરૂઢતા ત્યાં અવલોકિતેશ્વર:
અહીં ઉભો હું, જઇને ત્વરાથી,
આટોપી લ્યો સત્ત્વસ્વરૂપ દર્શન!"

[ તંદ્રા ]

આકાશનો ઘુમ્મટ ઘેર સાંધી,
બાંધી લીધું મેઘધનુષ્ય તોરણે:
મરાલનો મૉડ ધર્યા વિમાને,
મૂકી દીધાં મત્તમયૂર વીંઝણે.

વીણા લઈ ગાંધરવો બજાવે,
ઉડી કરે ગાયન અંતરીક્ષમાં;
પદે પદે તાલ ધરી મૃદંગે,
કરી રહ્યા કિન્નર તો પ્રદક્ષિણા.

મંદારની માલ્ય કરે ધરીને,
અશ્વિની ઉભા કરતા પ્રતીક્ષા:
શચિ, શુચિ, અગ્નિ, અરુણ, વાયુ,
આતુર હસ્તે ગ્રહી દિવ્ય દીક્ષા.

અસ્તાચળે, ઉગમણી દિશાન્તે,
મૂકી દીધા સૂરજ–ચંદ્ર દીવડા:
પૃથ્વીથકી ઊર્ધ્વ ધસંત કેડીએ,
વૈતાલિકો હાર કરી રહ્યા ખડા.

જન્માન્તરોની કુદડી ફરીને,
આજે પધારે અવલોકિતેશ્વર;
મનુષ્યનો દેહ ત્યજી દઇને,
જતા હતા મોક્ષ–સ્વધામ ઈશ્વર.

અને હવામાં ઉડતી પતાકા,
વિમાનનો મંગલ શબ્દ ગુંજતો;
વૈતાલિકો ગાન ધરે: મૃદંગે
પદે પદે કિન્નરતાલ ઊઠતો.

આકાશમાં ઝાલર ઘંટ વાગે,
ને ગાજતો મંગલ શંખનો ધ્વનિ;
દેવાંગના આરતીને સમારતી,
ગજાવતી વિશ્વ કરી હુલુધ્વનિ;

"ખમા, ખમા ! પ્રેમલ બોધિસત્ત્વ !
જયો ! જયો ! ઓ અવલોકિતેશ્વર !"
પુકારતા દેવગણો જયધ્વનિ,
ગાજી ઉઠ્યું ત્યાં સઘળું ચરાચર.

ને મોક્ષના ઉંબરમાં પગો ધરી,
જ્યાં થોભતા'તા અવલોકિતેશ્વર:
પૃથ્વીથકી હાય ઉઠંત આકરી,
નિશ્વાસતાં દુ:ખિત નારીઓ નર.

આંખો મીંચીને મુખ ફેરવી લીધું,
 ખેંછી લીધા પાય ત્વરિત તાનમાં;
ને મોક્ષના ઉંબરથી ફરી જઇ,
 પૃથ્વી ભણી એ પળતા વિમાનમાં.

"પૃથ્વીતણો દુઃખત પ્રાણુ છેલ્લો,
 ન મોક્ષના ઉંબરમાંહી જ્યાં લગી;
દુખાર્ત સંગે બનું એક હું દુખી,
 ન મોક્ષનો લોભ શકે મને ઠગી !"

મંદારની અશ્વિનીમાલ્ય તો સરી !
ને સાથમાં બે નભતારલી ખરી !

* *

કુલી ઉભો'તો દ્વય આંખ ફાડી,
 દેખાડતો મંદિર ચીંધવી કર:
" અહીં ઉભો હું, જઇને ત્વરાથી,
 આટોપી લ્યો સત્ત્વસ્વરૂપ દર્શન."

"લે ચાલ તું, દર્શન તો પૂરૂં થયું!"
 આશ્ચર્ય એનું ઉલટું વધી ગયું !

૨૯ : ૬ : ૩૩

## રૂપરાણી

: ૧ :

"સર્જું સર્જું મૂર્તિ અપૂર્વ એક;
સૃષ્ટિ ભલે થાય કુરૂપ આ પછી!"
વિચારીને અંતરમાં પ્રજાપતિ,
ઘડી રહ્યા નૂરજહાં સુગૈક.

શિવે કરી ભસ્મ રતિપતિને,
અનંગનું અંગ લીધું; 'શ્રુતિ પડી;
ચતુર્મુખે રાખકૃતિ રચીને,
ચંદ્રીતણી ચામડીથી લીધી મઢી.

પાતાળનો વાસુકી નાગ આણી,
શિરે મૂકયો શેષ સ્વરૂપ ચોટલો;
આકાશનાં મેઘધનુષ તાણી,
સજી લીધો નેણથી ભાલ ઓટલો.

પૃથ્વીવિજેતા નર–પુંગવોને,
પળે પળે દીન કરી પછાડ્યા;
ચિતોડ ને ટ્રોયસમાં પુરોને,
નિમેષમાં મૂળથી ખેંચી કાઢ્યાં—

એ દીપ્તિ, એ તાંડવ દૃષ્ટિકેરું,
જેતાતણી જીત કરંત સુરસું;
મહીં વળી કાતિલ કૈં ઉમેર્યું,
ચક્ષુદ્વયે સર્જનશ્રેષ્ઠને ભર્યું.

સમુદ્રનાં લાખ તુફાન સંઘરી,
છાતીતણા બેઉ કપોતમાં ભર્યાં:
આષાઢની બીજકલા કટિ કરી,
મયૂરનાં નૃત્ય ઉપાંગમાં ભર્યાં.

: ૨ :

ઉભી હરિપર્વત નામ ટેકરી,
કાશ્મીરનો રાજપુરે ઝળૂંબતી;
રાતા લીલા સ્વાંગ સુરંગના ધરી,
બહારની ભવ્ય ઘટા રહી નમી.

દિલ્હીતણી ના ગરમી સહાતાં,
કાશ્મીરનો નૂર કરે પ્રવાસ;
બહામડી હર્ષ નહિ સમાતાં;
ઝરી પડે સ્હોર ! અખંડ આશા !

દિલ્હીથકી જમ્મુની વાટ લેતાં,
ઓળંગવી પ્હાડીય પીરપુંજની;
નજીકમાં પુષ્કર બ્હેરી નાગની,
ભૂરૂં હસે જેલમ જન્મ દેતાં.

સલીમ શું સ્નાનક્રીડા કરંતાં,
બપોરપે જાય બપોર ચાલી;
પ્રાસાદની રાત્રિક્રીડા સ્મરંતાં,
નિશાતણી દીપ્તિ બને નમાલી.

પદે પદે પર્વતને કૃપા કરી,
જહાંતણું નૂર ચડંત ટેકરી;
સમીરની વાય સુગંધ બંસરી,
વને વને કોકિલ ગાય માધુરી.

શરીરનો આરસ ઓળખાતો,
ધરેલ સાળુ શબનમ્‌સમો ચીરી;
ચંદ્રીતણા પાલવમાં સમાતો,
વિભાવરીનો શણગાર વિકીરી.

ઈરાનનાં રક્ત ગુલાબ વેરી,
ઢાંકી દીધાં માર્ગ, પહાણ ને શિલા;
પડે પદો એ પર મત્ત લ્હેરી,
શિરીષના પ્રાંતપરાગ કોમળા.

ને સ્પર્શથી સ્પંદન ઊઠતાં દીસે,
તૂટી પડી પાંદડી રેખરેખમાં:
અનંગનાં ઇંગિત પેખતાં મિષે,
રોમાંચ સ્ફૂરેય અખંડ લેખમાં.

કટિ પરે હસ્ત પ્રસારી ચાલે,
સલીમ ત્યાં નૂરજહાનની કને;
આકાશના ગેબની વીજ મ્હાલે,
કો અભ્રને પ્રાંત ક્ષિતિજ આસને.

અને ત્યહીં શેવતી પાંદડીના
ઢગો કરી પાથરીયા પલંગો;
બદામના મંજરી મ્હોર ભીના,
ઝળૂંબતા ઉપર કૈં તરંગો.

ધીમે પદે વિશ્વસ્વરૂપ આવી,
કૂદી પડે શેવતી-સેજ ઉપરે;
સલીમને બાથમહીં હુલાવી,
આકાશની વીજ બધી દ્રગે ભરે.

અને પછી પુરુષ પ્રકૃતિના,
તુફાનમાં વિશ્વબળો પધારે:
ને વીજશી નાર ચમત્કૃતિમાં,
રોળાઈને પુરુષબાળ હારે.

ને ચક્ષુથી દીપ્તિ ઉછાળતી કરી,
બ્રહ્માન્ડને આંઝળિયાં ચડાવે;
ને વિશ્વસંકેતમહીં તૂટેલાં,
પુરુષનાં કૈં મડદાં ઉછાળે.

હસી રહે નૂર, સ્વરૂપ રાણી,
ઘડીકમાં શૂન્ય કરી સસીમને;
ને ચક્ષુમાં વિશ્વવિલાસ આણી
વિર્જિતશી પેખતી, ઉપરે નમે.

અને ઉંચેથી વરસાદ થાતાં,
બદામડી મંજરી–મ્હોર–પુષ્પનો;
એ સ્નાનનો મોદ ઉરે ન માતાં,
સામ્રાજ્ઞી ત્યાં લાસ્ય કરંત વિશ્વનો.

જોયું નભે તાંડવ ચક્ષુઓ ભરી,
રોમાંચશા તારક ઉછળી પડે;
ને ભૂતની ગહ્‌વરગાળીને ચીરી,
સૌન્દર્યનું પૂજક સૈન્ય ઉપડે.

વાગીશ્વરીનાં ઇતિહાસ – પાનાં
સ્વરૂપકૂંકે ક્ષણમાં ઉડી પડ્યાં;
વંટોળિયા પાનતણા નભે ચડ્યા,
નવે નભે ના સઘળાં સમાણાં.

આકાશના ઝુમ્મરમાં ઉડુ ઘણાં,
અધિકડા એથીય આ વિમાનમાં;
શિલ્પી, કલાકાર, કવિ સ્વતાનમાં,
પ્રશસ્તિના રાખી અનંત તાંતણા–

ઉડે: ઉડે તારકનાં પતંગિયાં,
શશીસમી શોભતી પુષ્પિકા પરે;
ધરાતણા કાવ્યધરોય આદરે
પ્રદક્ષિણા ઘેરી અનુપઅંગી આ.

સૂકેલ આ પાનખરે ખરેલાં,
ધરા પરે પુંજ થયેલ પાંદડાં;
જરીકશા બોલ સમીરના પડ્યા,
કંકાલનૃત્યે ઘુમરી ચડેલાં.

ચડ્યા હતા કોઇક પાંદડે કવિ,
ઉડે કલાધારક વ્યોમ વ્યોમમાં;
શિલ્પી રમે રૂપની સ્વપ્ન–લોમમાં,
સંગીતજેતા ઉડતા વીણા ધરી.

શકુંતલા સર્જન સોણલે ચડી,
ઉડે 'કવિનામ્ કવિ' કાલિદાસ;
કાદંબરી કાનન પંખી ઉડી,
નભે ચડ્યું નીરખવા વિલાસ.

બાણે ચડી હૅલનની દૃગોનાં,
પધારતા હોમર નેન ચોળતા;
દાન્તે, ગિટે, શિલરના પગોના,
અવાજ આવે નિજ મૂર્તિ ખોળતા.

પ્યાલી સુરાની ધરી ઓષ્ઠ પાસે,
ધરી કને ઓરતને કટિએ;
કિતાબની કૈં લવતો કવાલી,
ખૈય્યામ એ નીરખતો ટીકીને.

આવે દયારામ ત્યજી હવેલી,
ધીરે ધીરે પ્રેમની પાંખ ખોળતા;
ચડી ચડી નાવડી કિટ્સ શેલી,
આવે સહુ દેહ-પીયૂષ ખોળતા.

કલાધરે અંતર ઢાળકે મઢી,
જુગે જુગે સાંપડતી પ્રતિમાઃ
હૈયું કરી માટી બહુ લઢી લઢી,
શિલ્પી રચે માર્દવ સુંદરીનાં.

આકાશનો કાગળ પાથરી રૂડો,
કવિ બધા અક્ષર પાડવા મચ્યા;
દિશે દિશે એક અવાજ તો ઉંડો,
"કૃતાર્થ તો સર્જન જે સહુ રચ્યા !"

ઉંડાં ઉંડાં નેન જરી ઉઘાડી,
જરા હસી વાલ્મીકિ આંખ મીંચતા;
વ્યાસે ઉંચા હાથથી બૂમ પાડીઃ
"મનોહરમ્"ને હસતા વહી જતા.

ઉડે: ઉડે તારકનાં પતંગિયાં,
શશીસમી શોભતી પુષ્પિકા પરે;
ધરાતણા કાવ્યધરોય આદરે
પ્રદક્ષિણા ઘેરી અનુપઅંગી આ.

સૂકેલ આ પાનખરે ખરેલાં,
ધરા પરે પુંજ થયેલ પાંદડાં;
જરીકશા બોલ સમીરના પડ્યા,
કંકાલનૃત્યે ઘુમરી ચડેલાં.

ચડ્યા હતા કોઇક પાંદડે કવિ,
ઉડે કલાધારક વ્યોમ વ્યોમમાં;
શિલ્પી રમે રૂપની સ્વપ્ન–લોમમાં,
સંગીતજેતા ઉડતા વીણા ધરી.

શકુંતલા સર્જન સોણલે ચડી,
ઉડે 'કવિનામ્ કવિ' કાલિદાસ;
કાદંબરી કાનન પંખી ઉડી,
નભે ચડ્યું નીરખવા વિલાસ.

બાણે ચડી હૅલનની દગોનાં,
પધારતા હોમર નેન ચોળતા;
દાન્તે, ગિટિ, શિલરના પગોના,
અવાજ આવે નિજ મૂર્તિ ખોળતા.

પ્યાલી સુરાની ધરી ઓષ્ઠ પાસે,
ધરી કને ઓરતને કટિએ;
કિતાબની કૈં લવતો કવાલી,
ખૈય્યામ એ નીરખતો ટીકીને.

આવે દયારામ ત્યજી હવેલી,
ધીરે ધીરે પ્રેમની પાંખ ખોળતા;
ચડી ચડી નાવડી કિટ્સ શેલી,
આવે સહુ દેહ-પીયૂષ ખોળતા.

કલાધરે અંતર ઝાળકે મઢી,
જુગે જુગે સાંપડતી પ્રતિમા:
હૈયું કરી માટી બહુ લઢી લઢી,
શિલ્પી રચે માર્દવ સુંદરીનાં.

આકાશનો કાગળ પાથરી રૂડો,
કવિ બધા અક્ષર પાડવા મચ્યા;
દિશે દિશે એક અવાજ તો ઉંડો,
"કૃતાર્થ તો સર્જન જે સહુ રચ્યા!"

ઉંડાં ઉંડાં નેન જરી ઉઘાડી,
જરા હસી વાલ્મીકિ આંખ મીંચતા;
વ્યાસે ઉંચા હાથથી બૂમ પાડી:
"મનોહરમ્"ને હસતા વહી જતા.

: ૩ :

ખડા રહો, ઓ કવિઓ ! કલાધરો !
ખડા રહો, શિલ્પીય સંગીતી સહુ.
ન ત્યાં જ એ દર્શનને પૂરું કરો,
જોવાસમું બાકી રહ્યું હજી બહુ.

બદામની મંજરીઓ પડે ખરી,
જરીક જ્યાં ઘોમ ધખેય આકરો;
ને આવતાં નૂરજહાનને જરી,
વિલંબ તો થાય ક્રીડામહીં ખરો.

ઠંડો કરી પ્રાન્ત બદામડી તળે,
બદામડી-કૉર ઉંચે જ રાખવો;
હિમાદ્રિને શૃંગ હજાર તો પળે,
સ્ત્રીઓ બટુકો નવ વૃદ્ધ માનવો.

શિરે ધરી બર્ફની ટોપલીઓ,
સહુ હરિપર્વત પત્થરે ચડે;
જરાકશો પાદ પડંત ઢીલો,
પાતાળશી ખાઇમહીં દડી પડે.

ને બર્ફનો શીતલ-ડંખ વાગતાં,
કોઇ બિચારાં પથમાં પડી જતાં;
મુકાદમો કાળનું ભાન જાગતાં,
ધકેલીને ઘાયલ ચાલતા થતા.

: ૪ :

ઉંડો ઉંડો એક કૂવો ગળાવી,
વૃદ્ધા કેતુ નિત્ય પળંત કાંતવા;
દિલ્હીશ્વરી નૂરજહાન રાણી,
માગે સુવસ્ત્રો શબનમ્ ઝીણાં નવાં.

મરેલ કો' માછલીની કરોડે,
પીંજી પીળું રેશમ કાશ્મીરી લઇ;
કેળીતણે પાન ધરી મરોડે,
કાંતે પુણી નિત્ય કૂવા તળે જઇ.

ભીનાશમાં, કાળમુખા તિમિરે,
ધીમે ધીમે ઝાકળ–તાર ખેંચતી;
સવારથી સાંજ સમી સુધીરે,
અને ધીમે આંધળી એ થતી જતી.

હિમાદ્રિનો બર્ફ શિરે વહીને,
કરી કરી કામ શિથલ સાંજે;
સુપુત્ર ને પુત્રવધૂ જઈને,
કૂવા પરે બૂમ કરંતઃ "મા! જે!"

આટોપીને ઉપર નિત્ય આવે,
વૃદ્ધા કેતુ, ને પળનાં કુટીરે;
ભેગાં મળી ભાત ઉન્હા બનાવે,
આરોગતાં ખાટી ન રે' લગીરે.

આજે પડી સાંજ, વિભાવરી ચડી,
ને વ્યોમમાં ચાંદરડાં ચડી ગૂંક્યાં;
કતુ હવે કાંતણુને મૂકી પડી,
બેઠી હતી ભોંય તળે કૂવે ઢૂંક્યા.

"અમ્મા!" ઉંચેએક અવાજ ગૂંજ્યો,
વૃદ્ધા કતુ આંધળી જોઇ તો રહી:
ને પાણીમાં એક પ્રકંપ ફૂંજ્યો,
"હરી થયો શીંગડું બર્ફમાં પડી."

ન એક આછી ક્ષણુ ઓસરી'તી,
ત્યાં તો થઇ શીંગ કતુ ઢળી પડી;
ને એ હજી જ્યાં તળિયે જતી'તી,
ઉંચેથકી પુત્રવધૂ પડી કૂદી.

: ૫ :

અને આ કાવ્યનું 'પ્હેલું, જો અર્ધાંગ વધુ ચડે!
મને યે મૂકજો પેલા, રૂપ ભૂલેલ જૂથડે!

૩ : ૭ : ૩૩



# અંજની : પ્રણયપુત્રમાતા

## અંજનીગીત

“પુત્ર અલૌકિક આપો કોઇ,
માતા બનવા હું તૈયાર !
માત્ર પિતા બનવાનું સાટું,
અન્ય નહિ આપું અધિકાર !”
અંજનીગીત ઉભરાતું જાતું;
ત્રિલોક છંદથકી ઉભરાતું !

“જોરૂ નહિ પણ જાયા બનવું,
સર્જન સંવેદનની લ્હાણ !
અર્ધું ચેતન કોઈ આપો,
અર્ધાની ઉભરાતી ખાણ !”
વાંછા સંવેદન ઝાડે,
દિશા દિશા પડઘા પાડે.

“ઉત્ક્રાંતિના ક્રમમાં આજે,
લોકતણું સર્જન થાતું !
પુત્ર અલૌકિક સર્જાવીને,
પગલું ભરવું લંબાતું !”
ઉત્કંઠાયે દેહ ધરે,
નૃત્ય કરંતી થરવિથરે !

" પુત્ર અલૌકિક આપો કોઇ,
માતા બનવા હું તૈયાર !
અર્ધ અલૌકિક મુજમાં કૂદે,
અર્ધ શોધવું પેલે પાર ! "
શબ્દ શબ્દ ગાજે માતા !
અતૃપ્ત, ઘેલી, સર્જકતા !

સાગરનાં ઉછળતાં મોજાં,
ફેન સ્ફટિકના સર્જાવે !
એવા ફેનથકી સર્જેલી,
અંજની એકલતા ગાવે !
ઊગમ એનું તો તોફાન !
મુખર મુખ એકલતા ગાન !

## વાયુગીત

" સર્વ દેશનો વાસી તોયે
પરવાસી સઘળા દેશે !
વિશ્વ ક્રીડાસ્થળ મારૂં તોયે,
ભમવું પરદેશી વેશે ! "
પવનગીત ઉભરાતું જાતું;
ત્રિલોક છંદથકી ઉભરાતું !

"સચરાચરમાં પેસી પેસી,
સઘળામાં હું પૂરૂં પ્રાણ !
કાર્ય કરીને પાછું જાવું,
રાખ્યું ના કોઈ એંધાણ !"
વાંછા સંવેદન ત્રાડે,
દિશા દિશા પડઘા પાડે.

"પિતૃદેશે યે પરદેશી,
બંધન મુજને ભાવે ના !
આત્મવિલોપન માગ્યા વિણ કો',
પંખી માળે આવે ના !"
ઉત્કંઠાયે દેહ ધરે;
નૃત્ય કરંતી થરવિથરે !

"સર્જાવું, સર્જાવું મોંઘું !
અધિર હૃદય નાખે નિઃશ્વાસ !
ભેટ ધરીને ભાગી જાવું,
કોઈ કરે એનોય વિકાસ ?"
શબ્દ શબ્દ ગાજે કર્તા !
અતૃપ્ત, ઘેલી, સર્જકતા !

બ્રહ્માનેયે વિચલિત કરતો,
વણુથાક્યો સર્જનનો નાદ !
એવા શાશ્વત ઉદ્યમનાદે,
પવનરાજના રાજે પાદ !
ઊગમ એ જ પ્રસરવું-ધાવું !
અટક્યા વિણ એકલતા ગાવું !

પડઘો

ઉભય અધૂરા વ્યંજિત નાદો
એકબીજાને જઈ અથડાય !
સાગર ગાને, વ્યોમ ઉભરતો,
પ્રકંપતો ત્યાં પડઘો થાય !
છૂપી છૂપું દિવ્ય પ્રભાત,
સાંભળતું બેઉની વાત.

પવન કહે: " વિદ્યુલ્લેખા ! તું,
પરવાસીને કાં બોલાવ ?
બંધાવું મુજને ભાવે ના,
આજ અહીં ને ક્યાંયે કાલ !
તુજને પાપિષ્ટા ગણુશે,
લોકોક્તિ નિંદા ચણુશે ! "

અંજની કહે: " હું જન્મી માતા,
પ્રણય–પુત્ર મારો અધિકાર!
પ્રખતો તારો ચેતન તણખો,
મારો પ્રણયતણો ભંડાર!
પુત્ર અલૌકિક સર્જીશું!
ન હોય લૂલું માનવ બાળ!

"આવી વસજે કોઇ વસંતે,
પધારજે પાછો પરભાત!
બાંધું નહિ, ને બંધાવું ના,
પત્ની નહિ પણ બનવું માત!
લોકોક્તિ ક્યાં અડવાની?
તુચ્છ તંતુની એની જાત!"

રોમ રોમમાં પ્રણયસ્પર્શથી
અંજનીને નવ કૂંપળ થાય!
અંગમહીં ઉત્કટતા વ્યાપે,
હૈયામાં ભરતી લ્હેરાય!
જીતેન્દ્રિયને જન્મ દઈ,
પ્રણય–પુત્ર માતા ધન્યાય!

૩ : ૩ : ૩૪



આખા વર્ષ દરમિયાન પ્રધાનપણે ગૂંજી રહેલા ધ્વનિનો જન્મમાંડે પડઘો પડતાં આ ત્રણે કાવ્યો જન્મ્યાં છે. પહેલાં બે 'ભારતી' છમાસિકમાં આવી ગયાં છે. ત્રીજું પહેલી જ વાર પ્રસિદ્ધ થાય છે.



## જ ન્મ ત્ર યી





## વીશમે વર્ષે

અનંત કાલસાગરે ઉગ્યાં અનંત પોયણાં;
ખીલ્યાં, ખીલંત, કો બીડંત, કોઇ મિટ્ટીમાં મળ્યાં.
અપાર આભના સુરંગ: કાલના વિરાટ છંદ:
ઊર્મિના ઉમંગ, ભંગ: જેમ આવળ્યાં ઝીલ્યાં.

અનંત કાલ સાગરે ખીલંત એક પોયણું;
કોઈ કોઇને ગમ્યુંય, કોઈને ઉરે રમ્યું;
ભવ્ય સ્વપ્નના તરંગ: પ્રેમના સુવર્ણ રંગ:
આદર્યાં મહાન જંગ: ને અદીઠમાં ભમ્યું.

ઓગણીશ પાંદડી ખીલી, ખીલંત વીશમી;
ન જાણું હું હજીય આ મુસાફરી શી દિશાની?
જિંદગી! કહે ન તું? રહસ્ય તાહરૂં બધું?
બીડેલ પાંદડે બીડયું, હશે કશું મીઠું અમી?

વ્યોમ પુષ્પ તોડવા બળું અતુષ્ટિ આગમાં!
જિંદગી જીવી રહી હશે શું આ અતુષ્ટિમાં?

૧૧ : ૯ : ૩૦

# એકવીશમે વર્ષે

પૃથ્વીતણાં કોતર કંદ-
કો કંઠનો સાદ હતો કદી !
ને વીશ એના પડછંદ ગ
એકવીશમો આ પડઘો ઉંચે ચ

સૂતો હતો શૂન્યમહીં નિદ્રા
જે શૂન્યતા પાછળ સર્વની ખ
પ્રશ્નાર્થ શી દેહ છટા પ્રસાર
સપ્તર્ષિની કુંડળી વ્યોમમાં ચડી.

"અને જવું ક્યાં ? ક્યમ આંહીં આવ્યો
ક્યાંથી પધાર્યો ? ક્યમ જીવવું થશે
દેવાસનું તું કશું સાથ લાવ્યો ?
સુરા અને સુંદરીમાં જીવ્યું જશે ?

"પ્રભાત તેં જીવનનાં વિતાવ્યાં,
મધ્યાહ્નના તાપ-પ્રતાપ કે સહ્યા;
નેતા કદી બાંધવને રમાડ્યા ?
કે સ્વપ્નમાં સર્વ દિનો વહી ગયા ?

છૂટ્યા મહા ધોધસમા નિસાસા,
રડી રડી નેન ગુલાબશાં કર્યાં;
મથ્યો મને-માનવને મનાવા,
સંતુષ્ટિનાં ધૈર્ય ન તોય સાંપડ્યાં.

અહા! અહા! તોય ઘણું હું માનું!
સપ્તર્ષિની જેમ કહી શકું કદી—
"ન્હોતું હજી નામ શનિ, ધરાનું,
મુસાફરી ત્યારથી આમ આદરી:

"બ્રહ્માન્ડ શું? બ્રહ્મ શું? ને અમે કાં?
કાં જીવવું? શાશ્વત પ્રશ્ન પૂછતા;
ઘાણીતણા બેલ જૂતેલ ચક્રમાં,
પ્રશ્નાર્થશા નિત્ય વિતાન ઉગતા.

"અસંખ્ય તો ચંક્રમણો કર્યાં કૈં,
ન તોય કોઈ ધ્રુવ તત્ત્વ જાણતા:
રડી રડી અશ્રુ-ઉડુ ઝર્યાં કૈં,
નથી હજી શાશ્વતને પ્રમાણતા."

જીવ્યું થયું ધન્ય તથાપિ લેખું,
ફરી રહ્યા એ ધ્રુવ તત્ત્વ ઘેરતા;
પ્રાપ્તિથકી ભવ્ય પ્રયત્ન પેખું,
આછાં થતાં દર્શન પ્રાણ પ્રેરતાં.

અહા ! અહા ! તોય ઘણું હું માનું !
સરે થતા વર્તુલ શું વદી શકું—
" વચ્ચે પડ્યો કિંકર જન્મ–ન્હાનું,
વધી વધી વ્યાપૃતવા બધું મથું. "

નીચેથકી મોહિત થૈ નિહાળી,
ચડી રહું શૃંગ નગાધિરાજનું;
વળી ચડું સુંદર શ્રેષ્ઠ ભાળી,
" ઉંચે ચડું હું કેમમાં. " કહી શકું ?

ઓ જિંદગી ! હું ન રહસ્ય જાણું !
જાણ્યા વિના જીવન શે જીવ્યું જશે ?
કહી ગયું: મૃત્યુનું હાય ! શું થશે ?
જાણ્યા વિના ધ્યેય, અદૃષ્ટ આકરું !

૫ : ૧૦ : ૩૧

## બાવીશમે વર્ષે

ઉપર વિઠલજીની વેઠી રે,
નીચે એક ફૂણો ક્યારો:
એમાં હું તુલસીનો છોડવો!

હરિજન આવી પગ પૂજતા,
જલસિંચનની ધારો:
તુલસીક્યારામાં દરોડવો!

મારે કંઈક ફૂટી મંજરી,
વળી ફૂટશે હજારો:
કેટલીનો ભેદ કેમ ફોડવો?

વીશ વીશ મંજરી ખરી ગઈ,
આજ એકવીશ વારો:
એનોય મોહ આજ છોડવો!

માન્યું મેં વિઠલા પદે જશે,
ભેદ તો ખુલ્યો અકારો!
મકરંદ બધો માટીમહીં રોડવ્યો!

જેની હતી શીળી છાંયડી,
જેના રસનો ફુવારો:
એને જ આમ કરી બોળળ્યો!

કોઈ હાડ-ચામ કેરૂં માનવી,
ડિલે વ્હારના શૃંગારો:
મનડાનો સાહ્યબો થઈ ગયો!

જાશે બધી જ આમ મંજરી,
જીવની સુગંધ-ધારો:
સારૂં જો છોડ માટીમાં મળ્યો!

૧૮ : ૯ : ૩૨



વર્ષો પહેલાંની એક ભાઇબીજે મનની માનેલી એક બહેનને મારી સાત કવિતાઓ ચૂંટીને 'પાંચીકડા' એ નામે એક હસ્ત-લિખિત કાવ્ય-કરંડિકા ભેટ કરેલી. આજે પણ એ એને જ ભેટ કરું છું–'અંતરના પ્રેમ સાથે!'

આમાંની ઘણીખરી 'કુમાર'ના બાળવિભાગમાં પ્રસિદ્ધ થયેલી છે. 'શુક' એ 'કૌમુદી' ત્રૈમાસિકના છેલ્લા અંકમાં આવેલી.



પાં ચી ક ડા





# પાંચીકડા

" વીરપસલી આપે જો વીર !
કેવાં કેવાં દેશે ચીર ?
મેઘધનુની સાડી કરૂં,
પે'રી તારી સાથે ફરૂં.
બીજું શું શું દેશે બોલ ?
આપ્યા ક્યારે પાળે કોલ ? "

" તારા સપ્તર્ષિના સાત,
પાંચીકડાની કેવી જાત ?
હમણાં લાવું, ગમશે બ્હેન ?
મૂકીશ ને તું તારૂં વ્હેન ?
સાથે બ્હેની, રમશું રોજ !
છલકાશે હૈયાના હોજ. "

૨૦ : ૨ : ૨૮



# હું જો પંખી હોત !

પ્રભુપાથર્યાં લીલમડા શા,
ખેતર–વાઢમહીં વિચરું;
ટહુકું મીઠું અનંત વ્યોમે,
પૃથિવીમાં હું આશ ભરું.
નૂતન જ્યાં ત્યાં ભરતું જોત !
આશા ! હું જો પંખી હોત !

બાલસૂર્યશા લાલ ગુલાબે,
વાયુ ધૂલી ભરતો તોય;
ધોવા કાજે કોણ પધારે ?
જો ઝાકળ ના પડતી હોય !
તો હું તે અશ્રુએ ધોત !
આશા ! હું જો પંખી હોત !

કિલકિલાટથી વનકુંજોને,
આભલડાને, ગિરિગહ્વરને,
સાગરને, ધરણી માતાને,
મનુષ્યના આત્માને સોત.
ગુંજાવ્યા હું વ્હેના જોત !
આશા ! હું જો પંખી હોત !

ઉંચે ઉડી વ્યોમ રહેલા,
તારકગણુને પકડી લેત;
વીણી વીણી, સારા સારા,
માળા ગૂંથી લાવી દેત.
દીપત કેવું તારૂં પોત!
આશા! હું જો પંખી હોત!

કુમુદતણી હું વાત સાંભળી,
ચંદ્ર ભણી હું કહેવા જાત;
ચંદ્રતણો સંદેશો પાછો,
કુમુદિનીને કહેતો જાત.
તેના દુઃખમાં સાથે રોત!
આશા! હું જો પંખી હોત!

આશા! હું પંખીડું સીઠું,
બ્હેના! તું પંખીણી બ્હેન;
ઉડીએ ઉંચે, ઉંચે, ઉંચે,
આપણને શાનું હો ચેન?
બ્હેના! તો હું કદી ન રોત!
આશા! હું જો પંખી હોત!

૨૭ : ૨ : ૨૭

# પીલુડી

ભાઈ ! પેલી પીલુડી,
ઘેરી ઘેરી લીલુડી;
આભલડામાં ચાંદરડાં,
પીલુડીમાં પીલુડાં.
હીરા માણેક ઉગ્યાં ત્યાં !
ચાલો રમવા જઇશું ક્યાં ?

આભ-પીલુડી ભાઇ ચડ્યા,
ખંખેરી ત્યાં કરા ખર્યા;
વીણતાં બ્હેની ખોળો ભરે,
ટપ ટપ બીજાં માથે પડે.
આશા બ્હેની ! ઉપર આવ !
પડ્યાં પીલુમાં આ શો ભાવ ?

૧૫ : ૮ : ૨૭



## આશા

આભ મોટું પાંદરડું,
ઉપર ચળકે ચાંદરડું;
જાણે ઝાકળ મોતીડું,
            હસતું તગમગતું !
બ્હેન ! આ ઉંચેની વાત !
નીચેની પણ તેવી વાત !

માનવ ઉર એ આભલડું,
ઉપર આશા ચાંદરડું;
જાણે ઝાકળ મોતીડું,
            લસતું ઝગમગતું !
મ્હારૂં ઉર એ આભલડું !
ઉપર બ્હેની ચાંદરડું !

૧૬ : ૮ : ૨૭



# શુક્ર

સંધ્યાની સોનેરી ભાત,
આંખી થાતાં ઊગે રાત;
ઉઘડ્યાં એ હૈયાનાં દ્વાર,
કવિતા શો થાતો ચમકાર.
ચળકે શુક્ર.

રાત્રિનો મોતીશગ થાળ,
હીરા મોતી ઝાકઝમાળ;
સુરસરિતાની રેતી ઘણી,
કોણ બધામાં પારસમણિ ?
ઝળકે શુક્ર.

ઉષાતણી નથડીનું નંગ,
સ્નેહ સરીખડો તેનો રંગ.
મલકે શુક્ર.

૨૧ : ૧ : ૨૮

# અભિલાષ

તારા! તારા! ત્હારા જેવી,
મીઠી, મીઠી, આંખ દે!
પંખી મીઠા! ત્હારા જેવી,
ચેતનવંતી પાંખ દે!
સાત સમુંદર વીંધી જાઉં,
હસતી આંખે જોતો જાઉં!

મધમાખી તું ત્હારા જેવી,
મુજને મીઠી ખંત દે!
કોયલબ્હેની! ત્હારા જેવો,
મીઠો મીઠો કંઠ દે!
વિશ્વતણો મધકોશ ભરૂં,
ચૌદ લોક ટહુકાર કરૂં!

સાગર ઉંડા ત્હારા જેવો,
ધીર ઘોર ઘુઘવાટ દે!
વેગી વાયુ! ત્હારા જેવો,
વેગીલો સુસવાટ દે!
વિશ્વ ધ્રૂજે, સુસવાટ કરૂં,
સાગરશો હું જ્યાં ગરજું!

આશા! ચાલો બાને કહીએ,
રમકડાં તું આવાં દે!
બ્હેની બ્હેની ત્યાર પછી તો,
જગના રાજા આપણ બે!

બાળક ન્હાનાં હું ને બ્હેન!
તો ના કરત કશાનું વ્હેન!

૨૪ : ૪ : ૨૮

# પરી

"મળું મળું વ્હાલાને ક્યારે ?
વીંટળાઉં ક્યારે ?" બોલી,
કોડભરી આવા ઉરમાં કૈં
લળતી આશભરી વેલી.
મુખ પર પુષ્પ કરે કેલી !
ફૂલરાણીશી ચંબેલી !

આરસનોયે અર્ક કરીને,
બ્રહ્માએ આલેખ્યું રૂપ.
સરસ્વતીની વેણીમાંથી,
ફૂલમાં પૂર્યા ગંધ અનુપ.
ફૂલડાંને ઉડવા આકાશ !
પાંખ વિના પૂરે શે આશ ?

મેઘધનુષી પાંખોવાળા
પતંગિયાને ભાળી પાસ;
ચંબેલી મલકંતી પૂછે,
"એક જ મારી પૂરશો આશ ?
મારો દેહ તમારી પાંખ—
એક બનીને ઉડશું આભ ?"

ચંબેલીનો દેહ ફૂટડો ને,
પતંગિયાની પાંખ ધરી;
ચવનિ, આભ, અનંતે ઊડે,
મલકંતી મ્હેકંતી પરી.
પતંગિયું ને ચંબેલી !
એક થયાં ને બની પરી !

૧૫ : ૧૨ : ૨૮

આ ૭ વર્ષાગીતો શાંતિનિકેતનમાં મ્હારેથી બે વર્ષાઓ દરમિયાન લખેલાં—પહેલા ટુકડા સિવાય. પહેલું ગીત નાશિક જેલમાં લખેલું, જે પાછળથી ‘ કુમાર ’માં પ્રસિદ્ધ થયેલું. બાકીનાં બધાં એ જ મથાળા નીચે ‘ ઊર્મિ ’માં આવી ગયાં છે.



: ૧ :

સેજ પથારી સૂની પડી રે,
હું તો ઝબકીને જાગું;
"નેવલાં ! શીદ રડી રહ્યાં રે ?"
ઉઠી ઉત્તર માગું.

"નીર ટપુ ટપુ સારતાં રે,
ઝરો લોહીનાં વ્હેણે;
યજ્ઞ આંસુતણો આદર્યો રે,
કહો બાંધવ શેણે ?"

"રાત અને રજનીપતિ રે,
પોઢયાં સેજ પથારી;
તારલાની રૂડી ઉછળે રે,
ઝણે ફૂલ-ફુવારી.

આભના પાથર્યા ઢોલિયા રે,
ચાર દિગ્ગજ પાયા;
વાયુ ઢળે શત વીંઝણે રે,
દધિએ ગીત ગાયાં.

આવ્યાં અસુરશાં વાદળાં રે,
શશિરાજને બાંધ્યો;
તારલા સર્વે ઠરી ગયા રે,
વાયુ યુદ્ધનો વાધ્યો.

નાથવિહોણી વિભાવરી રે,
ઉભી બ્હાવરી જેવી;
જીવવું ઝેરસમું થયું રે,
એ તો સ્નેહની દેવી.

વીજ–કટારી ઉછાળતી રે
રાત વેણી ઝુલાવી;
ઉછળી ઉછળી આભમાં રે,
ત્યાં તો હૈયે હુલાવી.

નેવલાં તેથી રડી રહ્યાં રે,
નવ શોભતાં વારી;
નેવલાં, બ્હેન–વિભાવરીની
આગે મૂકે સિતારી.”

૧૨ : ૭ : ૩૦

: ૨ :

ગહન ઘનશ્યામની મધુરરવ મોરલી,
ગગનપટ ઉભરતી પ્રણયનાદે;
ઉભય અશ્વિન કરે તાલ મરદંગના,
ગગન—ગોરંભ ભરી મેઘનાદે.

દિવ્ય સૂર–તાલ સુણી ગગનની ગોપિકા,
મૂર્છના વાદળી–વૃંદ જાગે;
તાલ કરતાલ ધરી, પ્રણય નયને ભરી,
મદપતી સરકતે નૃત્ય–પાદે....ગહન૦

સહુ દિશા આવરી રાસકુંડળ રચ્યું,
ઝડપ પદતાલથી રાસ જામે;
અંગ કટિભંગ કરી, નયન નર્તન કરી,
કાન ગોપી હૃદય ઐક્ય પામે....ગહન૦

નયન નયને ઢળ્યાં, વીજ ચમકારમાં,
મદનમદ નેન મરજાદ મેલે !
હાસ્ય મોજાં ચઢ્યાં, ગાલ ગોળા થયા,
હર્ષ અશ્રુ ખરી પૃથ્વી રેલે....ગહન૦

૮ : ૮ : ૩૧



: ૩ :

કૂદી આભથી ઉંડા આવી નાચે મેઘની ધારા
ડાળેડાળ ડોલે !
ડાળેડાળ ડોલે ! નાચે પાંદડાં મંજરી !
મોરલા ગાતા મેઘ મલ્હારા !....કૂદી૦

નાચે હળ ફૂલડાં કેરાં !
નાચે નવ શ્વેત પારેવાં !
માળામાં જોડલાં હુંફે સૂતાં ભેળાં !
ઘરોઘર નેવલાં રૂવે: નદીએ નાળે
ઘોડલા દોડે પુર બહારા........કૂદી૦

કોટિ કોટિ ભાવના નાચે ઉરસાગરે નવ કવિના !
હજારો ગીતડાં ગાજે મેઘના તાલે ભીના ભીના !
અરે જો મેઘલો જાણે !
કવિનું સુખ પિછાણે !
અરે તો વરસ્યો એથી વરસે ઝાઝું મનડું માને !
દિગન્તે ચમકે સાળુ કોર નિશાની
ઉર કવિને કાવ્યતારા !........કૂદી૦

૨૫ : ૮ : ૩૧



: ૪ :

આજ વાદળીએ આખી રાત વરસ્યા કીધું !
મેહુલાએ માંડી મીટ;
ધરણીએ પ્રેમરસ પ્યાલું પીધું !....આજ૦

નદીઓનાં નીરમાંહી જોબન ચડ્યાં!
એની ફાટ ફાટ કાય;
એની છાતી ના સમાય;
ટમકીને મેઘલાએ ચુંબન સહ્યાં !....આજ૦

ઉરને એકાન્ત ગોખ એકલતા આરડે !
કોઇ આવો વેચાઉં;
જ્યાં દોરો ત્યાં જાઉં;
મારાં અંગ અંગ ભૂખ્યાં;
–અરે પ્રેમરસ ! સૂકયાં;
લઇ જાઓ ! આ એકલતા શેયના સહાય !
વર્ષા રડે, રડું હું તોય ના રડાય !....આજ૦

૩ : ૭ . ૩૨



: ૫ :

અંધારી રાતમાં વાદળી ટબૂકે,
માંહી માંહી વીજળી વાંકી વળે;
ટાઢા શરીરના એકલ આવાસમાં,
ઉરની પારેવડી આજ કકળે.

ફાટ ફાટ થાતાં સામાં સરોવર,
નદીઓનાં નીરમાં ધોધવા દડે;
દિલના દરિયાવની માઝા મૂકાણી,
કોળ્યાં કદંબ બે હેલે ચડે!

આજ અભિસાર શો વર્ષાએ આદર્યો,
વાદળે વાદળે પગ આથડે;
અંગ અંગમાંથી ઉઠે અવાજ સો
અંતરના બેટમાં પડઘા પડે.

પાંદડે પાંદડે વિજોગની વાતડી,
નેવલે નેવલે આંસુ ઢળે!
ઉંચેરા ગોખમાં વેણી સમારતી,
મનડાનું માનવી ક્યારે મળે?

૮ : ૮ : ૩૨

: ૬ :

વાદળાંને આવડ્યું ના રે,
આવડ્યું ના !

વર્ષા સૂતેલ એના સોનેરી સોણલે:
ભારી વીજળી વિશાળ પાંપણો તળે:
એ આવ્યો ગર્જંત,
હસી ચમકાવે દંત,
એના અંગ પરે અંગ મૂકતો દળે:
ચૂમે; વર્ષાની કૂંળી ચામડી બળે:
ખરે આંસુ ચોધારે !
વાદળાંને આવડ્યું ના રે,
આવડ્યું ના !

સૌથી તને જ હું વિશેષ ચાહતો હતો,
જોતાં તને જુવાળ અંતરે ચડી જતો;
તને લીધી મેં બાથ,
કર્યાં અંગ સર્વ સાથ
દળી દેહ અકળામણે અદ્વૈત માનતો થતો !
મને સ્થાન નહિ હવે ઉર તારે,
મને આવડ્યું ના રે,
આવડ્યું ના !

૨૯ : ૮ : ૩૨

આ પ્રકીર્ણ કાવ્યોમાંનાં કેટલાંક 'કુમાર,' 'કૌમુદી,' 'પ્રસ્થાન,' 'ઊર્મિ,' 'નવચેતન,' 'ગુણસુંદરી,' "બે ઘડી મોજ," વગેરે સામયિકોમાં પ્રસિદ્ધ થયાં છે. ૭ કાવ્યો અહીં પહેલી જ વાર પ્રગટ થાય છે.



## અને બીજાં કાવ્યો





# પરી

આરસનો ઉજમાળો દેહ;
આંખડીએ ઉભરાતો નેહ.
પાંખમહીં તો મોતી મઢ્યાં,
હું નીચે, કાં ઉંચે ચઢ્યાં ?
અનંત વ્યોમે ગાતી પરી !
મુજ ગૃહથી કાં પાછી ફરી ?

વ્યોમ બીજશી તું સુકુમાર,
ઉડતું પંખી વ્યોમ અપાર.
કાળી આંખો કાળા કેશ,
શિરે ધર્યો સાચે શું શેષ ?
ફૂલડાંના તેં સ્વાંગ ધર્યા,
મુજ વાડીથી પાછા ફર્યા ?

ફૂલ ફૂલનાં તો પગલાં પડે,
અંગોથી ઉછરંગ ઝરે;
સુંદરતાની સુંદર વેલ,
કળી ઝૂલે તું અણવિકસેલ.
સોણે સૌને આવો બ્હેન !
પાછાં ઠેલ્યાં મ્હારાં કહેણ ?

બાળપણામાં સાથે રમ્યાં,
એકબીજાને બહુએ ગમ્યાં;
ભાઈબ્હેનનાં બાંધ્યાં હેત,
વિસર્યાં એ સૌ સ્નેહ સમેત ?
મનવનમાં સાથે વિચર્યાં;
મનગમતાં શાં કાવ્યો કર્યાં ?

નિશદિન તું સ્વપ્નામાં આવ,
એ દિવસો શું વિસરી સાવ ?
વાદળનું વાહન તું કરે,
ગાતી ગાતી આવે ઘરે.
મોટી થઈ બેસાડે અંક !
કમળપત્રના વીંઝે પંખ !

પાંખ વીંઝતી ઉંચે ચડે,
મુજ સાથે તોફાને ચડે.
ત્યાં આવે અદ્ભુત આવાસ,
લક્ષોત્સવશા હોય ઉજાસ !
ભવ્ય તુજ આરસના મ્હેલ !
અંદર કરતાં કેવા ગેલ ?

ફૂલધારી તુજ સખિઓ રમે,
ચાંદો ને તારલિયા ભમે;
ફૂલડાંને હીંચે હીંચાવ,
હોજમહીં હંકારે નાવ !

અધવચ જાતાં નાવ ડૂબે,
મુજને લઇ તું અંદર કૂદે !

અંદર આવે રૂપા વાસ,
પુષ્પમાત્રની હોય સુવાસ;
અર્ધ માછલી, અર્ધ માનવી,
દાસી આવે થાળો ધરી.

અંક ધરી ખવરાવે મને,
હા, હા ! એ તો કેવું ગમે !

જાત જાતના હીરા મળે,
હીરાના તું હાર કરે;
મોતીનો તું મુગટ બનાવ,
શણગારીને ઉપર લાવ

ચકિત બની સૌ વાતો કરે !
તારાઓ તો બળી મરે !

બાળપણામાં સાથે રમ્યાં,
એકબીજાને બહુએ ગમ્યાં;
ભાઈબ્હેનનાં બાંધ્યાં હેત,
વિસર્યાં એ સૌ સ્નેહ સમેત ?
મનવનમાં સાથે વિચર્યાં;
મનગમતાં શાં કાવ્યો કર્યાં ?

નિશદિન તું સ્વપ્નામાં આવ,
એ દિવસો શું વિસરી સાવ ?
વાદળનું વાહન તું કરે,
ગાતી ગાતી આવે ઘરે.
મોટી થઇ બેસાડે અંક !
કમળપત્રના વીંઝે પંખ !

પાંખઃ વીંઝતી ઉંચે ચડે,
મુજ સાથે તોફાને ચડે.
ત્યાં આવે અદ્ભુત આવાસ,
લક્ષોત્સવશા હોય ઉજાસ !
ભવ્ય તુજ આરસના મ્હેલ !
અંદર ફરતાં કેવો ગેલ ?

ફૂલધારી તુજ સખિઓ રમે,
ચાંદો ને તારલિયા ભમે;
ફૂલડાંને હીંચે હીંચાવ,
હોજમહીં હંકારે નાવ !
અધવચ જાતાં નાવ ડૂબે,
મુજને લઇ તું અંદર કૂદે !

અંદર આવે છૂપા વાસ,
પુષ્પમાત્રની હોય સુવાસ;
અર્ધ માછલી, અર્ધ માનવી,
દાસી આવે થાળો ધરી.
અંક ધરી ખવરાવે મને,
હા, હા ! એ તો કેવું ગમે !

જાત જાતના હીરા મળે,
હીરાના તું હાર કરે;
મોતીનો તું મુગટ બનાવ,
શણગારીને ઉપર લાવ.
ચકિત બની સૌ વાતો કરે !
તારાઓ તો બળી મરે !

એવાં એવાં રમણો રમ્યાં:
બાળપણામાં બહુએ ગમ્યાં.
યૌવનમાં કાં ના'વે પરી ?
સરી....સરી....ના પાછી ફરી ?
સ્વપ્નાંઓ સૌ જટિલ થયાં,
પરીતણાં સોણાંઓ ગયાં !

નહિ; પરી તો સ્નેહસખી;
અળગી નવ થાયે એ નકી;
સ્નિગ્ધ રૂપ તુજ વિકસી ગયું,
પૌરુષમાં એ તો પ્રગટયું.
બાળપણાંની મીઠી પરી !
યૌવનમાં પૌરુષ પમરી !

૭ : ૫ : ૨૯



## ડોલર પંખી

હું તો ટેકરીની ટોચે ચાલ્યો,
હો ! દુનિયા દેખવાને !
ત્યાં કોણે આવી મને ઝાલ્યો ?
હો ! મુખડું પેખવાને !

ટેકરીએ અમૃતક્યારી,
હો ! દુનિયા દેખવાને !
હસે એકલ ડોલર-નારી,
હો ! મુખડું પેખવાને !

એક ઉડતું પંખી આવ્યું,
હો ! દુનિયા દેખવાને !
મુખ જોયું ને મન લોભાયું,
હો ! મુખડું પેખવાને !

એણે પાંદડામાં માળો બાંધ્યો,
હો ! દુનિયા દેખવાને !
કાંઇ પ્રેમને દોરલીએ સાંધ્યો,
હો ! મુખડું પેખવાને !

ઝીલી અંતરમાં છોડ એ ઝુલાવે,
હો ! દુનિયા દેખવાને !
ગાઈ ગીત પંખી વિશ્વને ભુલાવે,
હો ! મુખડું પેખવાને !

ડોલરિયાનું જોબન વાધ્યું,
હો ! દુનિયા દેખવાને !
એને ઉડતું હૈયું લાધ્યું,
હો ! મુખડું પેખવાને !

૨૧ : ૬ : ૨૮

# અનંતની પંખિણી

સો સો સંગાથે હું તો એકલી રે બ્હેન !
કોઇ ન મારે અંતરે સમાય જો !....સો૦

આવે અનેક વટેમારગુ રે બ્હેન !
આવી આવીને પાછા જાય જો !....સો૦

સૂંઘ્યાં ફૂલો ને સુણ્યાં પંખીડાં રે બ્હેન !
સૂંઘું-સુણું ત્યાં ઉડી જાય જો !....સો૦

રંગો અનેક પેખું આભમાં રે બ્હેન !
ઝબકે-ઝળકે ને ઝાંખા થાય જો !....સો૦

દરિયાને ઉર ખૂબ નાચતી રે બ્હેન !
હૈયાં ન એકગીત થાય જો !...સો૦

આછા એ ઘંટનાદ સાંભળું રે બ્હેન !
હૈયે હરખ ના સમાય જો !....સો૦

ઉડતી પંખિણી હું અનંતની રે બ્હેન !
ઉડું-ઉડું પાર ના પમાય જો !....સો૦

૧૯ ૮ : ૨૯

# ચિતા

સ્મશાનમાં નિત્ય જતી નિશામાં,
આકાશશી તારક ચૂંદડી ધરી;
નદીતીરે પ્રજ્વલતી ચિતાનાં
પેખી રહું સૌ પ્રતિબિમ્બને ફરી.

"હુંયે મહાકાલતણી પળે કો,
ત્રિખંડના કોઇ અગમ્ય ખંડે-
બળી ઝળી ખાખ થઇ ચિતામાં,
હસીશ બીહું પ્રતિબિમ્બ પાધરી."

વિચાર એવો બહુ વાર આવતાં,
જરીય મારો રસ-ના કમી થયો;
કરુણ એ સુંદરતા નિહાળતાં,
મૃત્યુતણો ભાવ મને ગમી ગયો.

પરંતુ આજે થથરાવતો અહા!
વિચાર મારા મનમાં રમી ગયો;
"બળી તુંયે ખાખ થશે જ એકદા!"
બધી બધી હિમતને હરી ગયો.

આકાશશી નીલ ગભીર આંખો,
ઉજાસમા ઓષ્ઠ સુવર્ણ તારા !
સુનેરી એ કેશ કલાપ ઝાંખો,
બળી જશે દેહની તેજધારા ?

જીવંત હું આ જગમાં ચિતાશી,
ભમીશ સૂનાં પ્રતિબિમ્બ પાડતી !

૨૮ : ૧૨ : ૩૦



: ૧ :

[ પારિજાતક ]

નીલ ઘટા પારિજાતકની,
નીલ નીચે હરિયાળી ફૂલ:
શ્વેત, રક્ત પારસ કોરીને,
વનદેવીએ ગૂંથ્યાં ફૂલ:
વ્યોમ વૃક્ષમાં તારા તણે,
તિમિરઘટામાં જુગનું ઝગે !

દિશાપારથી સમીર સવારી,
ભૈરવ-તાને વેણુ વાય;
બુલબુલ આવી ડાળે બેસે,
પુષ્પ નાચતાં નીચે જાય:
તરણાંખોળે તો-ઝીલાય !
અગમ અંક તારા બૂઝાય !
પ્રણય સ્પર્શનાં મીઠાં દુઃખ,
મૃત્યુસાંચે નૃત્ય અનુપ !

: ૨ :

[ લજ્જાવતી ]

પ્રથમ પ્રભાતે ઉમા નીસર્યાં,
 પ્રલય સુધી પૃથ્વીપટ ફર્યાં;
નવવધૂઓનાં નેનોમાંથી,
 વ્રીડાના સુરમા સંઘર્યા.
 લજામણીના પાને પાને,
 એ સુરમાનાં અંજન કર્યાં!

પાર્થિવ કોઈ સ્પર્શ થતામાં
 અકળામણનો વપુ સંકોચ;
જગતમાત્રનું માર્દવ ઓપી,
 સંધ્યાનો સાળુ સંકોર.
 જીવનમાં જે નૃત્ય કર્યું ના,
 મૃત્યુમાં એ અંગમરોડ!

: ૩ :

[ શેવતી ]

ઈસામસીના હૃદયકમળની
 કોમળતા ઉજ્વળતા રૂપ,
શિવ-શંકરની લાડીલી શી
 પુષ્પ શેવતીઃ સમીર હૃત-
 હિમાલયેથી શિવ પાઠવતા
 ખરતા દળગાં મૃત્યુનૃત્ય!

# મૃત્યુનૃત્ય

: ૧ :

[ પારિજાતક ]

નીલ ઘટા પારિજાતકની,
 નીલ નીચે હરિયાળી ભૂલ:
શ્વેત, રક્ત પારસ કોરીને,
 વનદેવીએ ગૂંથ્યાં ફૂલ:
 વ્યોમ વૃક્ષમાં તારા તગે,
 તિમિરઘટામાં જુગનું ઝગે!

દિશાપારથી સમીર સવારી,
 ભૈરવ-તાને વેણુ વાય;
બુલબુલ આવી ડાળે બેસે,
 પુષ્પ નાચતાં નીચે જાય:
 તરણાંખોળે તો ઝીલાય!
 અગમ અંક તારા બૂઝાય!
પ્રણય સ્પર્શનાં મીઠાં દુઃખ,
મૃત્યુમાંયે નૃત્ય અનુપ!

: ૨ :

[ લજ્જાવતી ]

પ્રથમ પ્રભાતે ઉમા નીસર્યાં,
 પ્રલય સુધી પૃથ્વીપટ ફર્યાં;
નવવધૂઓનાં નેનોમાંથી,
 વ્રીડાના સુરમા સંઘર્યા.
લજામણીના પાને પાને,
એ સુરમાનાં અંજન કર્યાં !

પાર્થિવ કોઈ સ્પર્શ થતામાં
 અકળામણનો વપુ સંકોચ;
જગતમાત્રનું માર્દવ ઓપી,
 સંધ્યાનો સાળુ સંકોર.
જીવનમાં જે નૃત્ય કર્યું ના,
મૃત્યુમાં એ અંગમરોડ !

: ૩ :

[ શેવતી ]

ઈસામસીના હૃદયકમળની
 કોમળતા ઉજ્વળતા રૂપ,
શિવ-શંકરની લાડીલી શી
 પુષ્પ શેવતીઃ સમીર દૂત-
હિમાલયેથી શિવ પાઠવતા
ખરતા દળમાં મૃત્યુનૃત્ય !

: ૪ :

[ કલહંસ ]

સિંધુપારથી ઉડતા ઉડતા
રમતે હૈયે, ધમતે શ્વાસ,
હંસરાજ હિમાળે આવે
મરવા માનસસરવર પાસ:
તાંડવ કરતા ઉડે આભ !
શિવતાંડવના ગાજે પાદ !

૨૨ : ૯ : 31

## ઝંઝાવાત

" ભાંગો ભોગળ ! ભાંગો ભોગળ !
ખોલો બારીબારણાં !
સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો ! "
સાદ દે મ્હેરામણા !

આભ ચંદરવો,
ઝણે સંગીત સાગરતારઃ
પાનખરનાં ઓઢણાં,
ઝંઝાનિલે નિજ નૃત્ય માંડ્યું,
પૃથ્વીને પગથારઃ
વન - ચમન ગાય હુલામણા !
" સૃષ્ટિના તાંડવમહીં તમ સાથ પૂરો ! "
સાદ દે મ્હેરામણા !

મયૂર નાચે મત્ત હૈયે,
આભ પંખે પાથરી;
કપોત કૂજે કુંજકુંજે,
પાંખમાં પાંખો વણી;
આમલીની ડાળ વીંઝે વીંઝણા !
" સૃષ્ટિના તાંવડમહીં તમ તાલ પૂરો ! "
સાદ દે મ્હેરામણા ! 

શિરીષતરુના શુષ્ક ઘુઘરે,
અનિલ બાજે ખંજરી;
સહકાર સુંદરીઓ હસી હસી,
દાંત વેરે મંજરી.
શાલવનનાં પર્ણ ગાય વધામણા !
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો !"
સાદ દે મ્હેરામણા !

શુષ્ક, ક્ષીણ, વિદીર્ણ,
જીર્ણ નીચે ખરે—
વિશ્વસંગીતમાં બસૂર જે,
સૃષ્ટિનૃત્યે તાલ જેના ના પડે !
નવ વિભવ ને નવ સૃજનૂમાં અળખામણા !
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો !"
સાદ દે મ્હેરામણા !

નિસર્ગ નાચ્યો,
શુષ્ક પર્ણ સરી પડ્યાં;
પૃથ્વી નાચી,
માટીના થર ઉતર્યા;
વ્યોમ નાચ્યું,
હૃદય ડૂમા આંસુડાં થઈ ઓગળ્યા:

એક માનવ ના ઉઠ્યા, એને મીઠી આત્મપ્રતારણા!
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો!"
સાદ દે મ્હેરામણા!

"ભાંગો ભોગળ, ખોલો બારીબારણાં!"
સાગર પુકારે સાદઃ
સાંકળ સહુ ખખડાવી જાય સમીરણા.
ઝાડ જાગે, શુષ્ક ત્યાગે,
પંખી પાણી નાચતાં;
પણ માનવી ધડ ધડ કરી
નિજ દ્વાર બારી વાસતાં.
એને રૂઢ-વ્હાલું: મૃત્યુનૃત્ય બિહામણા!
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો!"
સાદ દે મ્હેરામણા!

૧૫ . ૨ : ૩૨

શિરીષતરુના શુષ્ક ઘુઘરે,
અનિલ બાજે ખંજરી;
સહકાર સુંદરીઓ હસી હસી,
દાંત વેરે મંજરી.
શાલ્લવનનાં પર્ણ ગાય વધામણા!
"સૃષ્ટિના તાંવડમહીં તમ તાલ પૂરો!"
સાદ દે મ્હેરામણા!

શુષ્ક, ક્ષીણ, વિદીર્ણ,
જીર્ણ નીચે ખરે—
વિશ્વસંગીતમાં બસૂર જે,
સૃષ્ટિનૃત્યે તાલ જેના ના પડે!
નવ વિભવ ને નવ સૃજનૂમાં અળખામણા!
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો!"
સાદ દે મ્હેરામણા!

નિસર્ગ નાચ્યો,
શુષ્ક પર્ણ સરી પડ્યાં;
પૃથ્વી નાચી,
માટીના થર ઉતર્યા;
વ્યોમ નાચ્યું,
હૃદય ડૂમા આંસુડાં થઈ ઓગળ્યા:

એક માનવ ના ઉક્યા, એને મીઠી આત્મપ્રતારણા!
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો!"
સાદ દે મ્હેરામણા!

"ભાંગો ભોગળ, ખોલો બારીબારણાં!"
સાગર પુકારે સાદ:
સાંકળ સહુ ખખડાવી જાય સમીરણા.
ઝાડ જાગે, શુષ્ક ત્યાગે,
પંખી પાણી નાચતાં;
પણ માનવી ધડ ધડ કરી
નિજ દ્વાર બારી વાસતાં.
એને રૂઢ-વ્હાલું: મૃત્યુનૃત્ય બિહામણા!
"સૃષ્ટિના તાંડવમહીં તમ તાલ પૂરો!"
સાદ દે મ્હેરામણા!

૧૫ : ૨ : ૩૨

# ઘુવડ

આકાશનું ઉછળતું કુરંગ,
દોડી રહે અધિક વ્યોમકેડી;
લખી લખી વાસરીં, પ્રાણુસંગ,
પ્રલાપની ટેવ મને પડેલી.

દીવો કરી અંધ પથારીએ પડું,
જરાકશી ચાદર જેમ ઓઢતો;
ચિત્કાર શો ઘુવડનો હું સાંભળું,
અંગાંગમાંહી જરી હું ધ્રૂજી જતો.

ધીમે ભરૂં બીકણુ પાય મારા,
લપી છૂપી બારી કને ઉભું જઇ.
દેખી રહું તારકના પ્રુજારા,
અંધારખોળે મુખ આવરી દઇ.

ફળીમહીં બાવળ વૃક્ષ ઉભું,
રોમાંચશા કંટક પાંશરા કરી;
શિરીષની નાનકડી કૃતિશા,
પુષ્પે ભરી માદક ગંધ, કેશરી.

નિશા પરે જાય નિશા પળંતી,
પાનાં પરે વાસરી–પાન ચીતર્યાં;
પ્રત્યેક રાતે મૃગલે રડંતા,
તારા પરે કમ્પિત કૂદકા કર્યા.

ચિત્કાર કિંતુ નવ એ શમે કદી,
ન ડાળી બીજી કદી શોધતું દિસે!
કુરંગની સાઠમી જ્યાં પડે ખરી,
ધ્રૂજાવતું ભીષણુ શબ્દ ઉચ્ચરી.

ચોથી કરી પોથી પૂરી સમરૂં જરી,
ચિત્કાર ત્યાં એ ફરી વાર ગાજ્યો;
ચારે દિશે કાન ધરી નવાજ્યો,
અંગાંગ મારે ફરકંત ખંજરી.

ન જાણું ક્યાંથી ? પણુ આવી ઉભો
વિચાર મારા મનમાં બિહામણો:
"જેને શિરે ઘુવડ શબ્દ ઘૂકે,
નક્કી થતો માનવી શીશ હીણો!"

બારી કરી બંધ પથારીએ પડું,
કપોત મારા ઉરમાં ધ્રૂજી રહે;
સૂવા જરી પીઠ અનેક ફેરવું,
અંધાર કાંઇ ગૂઢ કાનમાં કહે:

પ્રભાતના બંસરી સૂર વાયા,
નિદ્રાતણે અંક જરી ઢળી ગયો;
ધબાક શો નાદ ! પ્રકમ્પ કૈં થયો,
ધ્રૂજી રહ્યા ચાર પલંગપાયા.

બારી ઉઘાડું દ્દગ આંખ ચોળતો,
સવિતની સો ચમકે કટારી;
કપાયલું બાવળવૃક્ષ ઢાળી–
ઉભો કુહાડી હરબાર તોળતો:

નિદ્રાહીણી લાલ નિહાળી આંખો,
પળેક એ ચાકરડો જતો ધ્રૂજી;
"પડી ગઇ, સા'બ ! નમેલ છાપરી,
થડા થકી ટેકવવા હું કાપતો !"

બારી તણું દક્ષિણદ્વાર વાસ્યું !
માથું હજી છે ધડપે ! તપાસ્યું.

૨૧ : ૨ : ૩૨ :

# પાનખર

બાર બાર મહિના ઉડી ઉડીને,
આજે સમીરરાજ ભૂખ્યા થયા;
દક્ષિણના દરિયાની વેદનસિતારે,
ખાલી ખપ્પર લઇ નાચી રહ્યા.

"તાલ દીધો નિત નૃત્યમાં,
જેણે બારે માસ—"
પાનખરે જઇને પૂછ્યું,
"એના પૂરશો ન હૈયાહુતાશ?"

ડાળ ડાળ પાંદડાં છૂટી છૂટીને,
ધરણીની શુષ્કતા ઢાંકી રહ્યાં;
વાયુ–વંટોળના વર્તુલ મોઝારે,
ઉડી કંકાલ નાચ નાચી ગયાં.

૩૧ : ૩ : ૩૨



# ઉડતા શ્યામાને

ઉડતાં આવી માળો બાંધ્યો,
માધવીમંડપ મારે.
વર્ષાનાં વાદળ વિણારતાં,
ઉડી ક્યાંક પધારે:
તું ઉડ્યો એથી ઝંખું શ્યામા !
સ્મરતો અંતર-તારે..........

હિમાદ્રિના સમશૃંગમાં,
સાગની સાત ઘટારે:
દેવદારુની વૃક્ષરાજિમાં,
ફૂઝે ચાંદની ધારે:
એમાં માળો તારો નિત્ય નિત્યનો,
શ્યામી નિત્ય સમારે.......

જાણું જાણું ઉડતા શ્યામા !
મુજ ડાળે ના નિત્ય વિસામા !
તોય સ્મરૂં તું ઉડ્યો એથી,
અંતરને એક તારે..........

માધવીએ મુજ માળો બાંધ્યો,
ઉડતા શ્યામા! આવી.
સાંભળ ઉડતી સ્મૃતિ!
થંભ જરી!
પંખીડું કોઇ આવી આવી,
ઝાડ – ઝાંખરાં વિસ્તારે,
મુજ અંતરની મોઝારે.
જાણું એ પહેલા તો એણે,
ઉર સંગીતનાં વેણે વેણે,
બાંધ્યો અંતરમાં માળો,
અશ્રુ – અમૃત – તારે........

તને માધવીમંડપ આપ્યો,
અંતરમાળો ના રે;
નિત્ય નિત્યના વાસ કરીને,
કોઇ દ્રવે છે:
તુજને કેમ કરીને ધરવો?
એ ખાલી થાય ન ક્યારે....
તોય સ્મરૂં હું ઉડતા શ્યામા!
સ્મૃતિના સૂના તારે........

મેળ આપણો નિત્યતણો ના,
પળનો એ પલકારો;
અચળ ચળકતો ધ્રુવતારો ના,
પણ એ ખરતો તારો.
મહાકાવ્યને ધોધે નહિ તો,
ઊર્મિગીતની ધારે;
તું ઊગ્યો તેથી સ્મરતો શ્યામા!
કોઈ વસંત સવારે....!

૮ : ૪ : ૩૨



# સમીરણ

વગડામાંથી વાતો આવી,
પીંપળપાને કાન ધર્યા;
મરકી ફરકી પત્રે પત્રે,
ચંપકને ઇંગિત કર્યાં.

જોયું–સ્હોયું: ઉડતા પુષ્પે,
વનડાના સંદેશ સર્યા;
શાલવને સાંભળતાં વાતો,
ખરખર કરતાં પાન ખર્યાં.

વેણુના બાહુ વીંઝાયા,
સાગવક્ષશું એક કર્યા;
ક્રીડાનાં પુષ્પો પ્રગટીને,
ઝરઝર કરતા કોર ઝર્યા.

ફરતાં ફરતાં દિશ દિશ વાટે,
પડઘા કિંશુક કાન પડ્યા;
વસંતના અંતરશાં રાતાં,
પુષ્પો ધરણીઅંક દડ્યાં;
તરણાંઓએ ઝોલાં ખાતાં,
ચુંબનને અંતર જકડ્યાં.

૯ : ૮ : ૩૨

# આજ મારો અપરાધ છે, રાજા !

આજ મારો અપરાધ છે. રાજા ! તું નહિ આવે ઘેર;
જાણું હું મારા દિલમાં તોયે આંખ પસારૂં ચોમેર.
પાંદડે પાંદડે પગલાં સૂણું; વાદળે તારી છાંય;
નિભૃત આંબલે કોકિલ કંઠમાં વાંસળી તારી વાય.
આવશે ના ! નહિ આવશે ! એની ઉરમાં જાણુ અમાપ;
કેમ કરી તોય રોકવા મારે કૂદતા દાહ–વિલાપ ?

રાત હતી, હતાં વાદળ વારિ, વીજળીનો ચમકાર;
નેવલાં મારાં ખાળતાં ન્હોતાં અશ્રુ સર્યાં ચોધાર.
આગલે દિવસે પ્રેમી પથિકને સેવતાં કલાંત શરીર;
પાઠવતાં એને અર્ધ નિશાતક ખેરવ્યાં અશ્રુનીર.

રથ તારો મુજ બારણે આવ્યો જાણું ન ક્યારે ? કેમ ?
ક્યારે તેં આંગળે હાથ પરોવ્યા ? ક્યારે તેં પૂછ્યાં ખેમ ?
હોઠને તારક ટીલડી ક્યારે ? ક્યારે તેં લીધ નિશ્વાસ ?
કાંઇ ન જાણું કેટલી વેળા સૂંઘતો મારા શ્વાસ ?

પાંપણે ઘેનના ડુંગરા બેઠા, ઇચ્છ્યા ન ઉભા થાય;
અંતરમાં પડછંદ પડ્યા તોય ત્રાટક ના સંધાય.
ક્યારે ઉઠ્યો તું ? રથમાં બેઠો ? મારતે ઘોડે દૂર ?
જાણું નહિ ! પણ જાગતાં અંગમાં મ્હેકતું તારૂં કપુર !

આજ મારો અપરાધ છે, રાજા ! તું નહિ આવે ઘેર;
આજ મારો અપરાધ છે, જાણું કાલનો કાળો કેર.
આવજે એવું માગવું ના, પણ એક હું માગું વેણ;
એકદા તારે બારણે આવીશ પાઠવ્યા વિના કે'ણ:
જાગતો ના હાસ હોય હૈયામાં ! જોઉં તો તારૂં જોર !
ચેતજે રાજા ! મન માળામાં પેસતાં કોઇ ચકોર !

૨૭ : 3 : 33



# ઝંઝારાતે

જાગશો ના પ્રાણ ! ઉઠશો ના પ્રાણનાથ !
જીવની આણ જો છોડશો મારી બાથ !
આજ નથી આભ હાથમાં એના તૂટતા ચાર મિનાર,
ધણુણુ ધણુણુ મેઘ ધ્રબૂકે: વીજળીના ચમકાર.

ઉઠશો ના પ્રાણ ! આણ કુમારની આજ,
કાળ-ઝંઝાના વાગતા ઝાંઝ-પખાજ;
વિજન કાનને વૃક્ષ થતાં ઉન્મૂલ !
તૂટતી ડાળીઓ, તૂટતાં નાળાંપૂલ:
કોઇ નથી ઉડુ આભ, સૂકાયાં સુરગંગાનાં નીર;
વીજની નાગણી ડંખતી આજે વ્યોમધરાનાં હીર.

આણ છે દેવની, ઉઠશો ના ભરથાર:
આજ નહિં પ્રભુ ! સાંભળો હાહાકાર,
ઉઠતો વાટથીઃ પૂર છૂટ્યા પુરપાટ—
જાનપદો, પુર, ગામડાંને સસડાટ
તાણતા સાગરસુખ ભણી જેના પેટનો ના’વે પારઃ
વાયુ વંટોળમાં દ્વિજગણોના સાંભળો શા ચિત્કાર !

ખોલશો ના દ્વાર દેવ! ન ખોલશો આજ:
કાળના તાંડવતાલ ને રુદ્રનો નાચતો સાથ સમાજ.
કોઇ નથી પથ ચીંધવા આપને:
દીપ ઠર્યા સહુ વાયુના કાતિલ કાંપને:
ગોરંભને નથી જંપ, કરંત પ્રકંપ ધરા:
વ્યોમથી છૂટતા બર્ફ ખરંત કરા!

છોડશો ના નાથ! આંગણું, મારા ગર્ભની આપું આણ:
હૂંફ ત્યજો મુજ કોટિની શાને? આવજો ઝેરી બાણ
ચીરવા ઉદર, છેદવા કાચો પ્રાણ
જેમ ચીર્યા'તા પરીક્ષિતને જનની-ઉદરસ્થાન:
દીપ પ્રકાશમાં નીરખ્યું એણે નારનું આખું અંગ:
છીછરી ચૂંદડી ઢાંકતી'તી એનો બીજ સમો કટિભંગ:

જેમ પ્રદીપશિખા ધ્રૂજતી ત્યમ પાંપણના પલકાર:
ધમતી છાતીએ, ઉછળે ને પડે હીરલા કેરો હાર:
શેઠ હજી ધરે સ્નિગ્ધતા એને ચાંદલા બેઉ કપોલ:
આંખમાં કાંઇ અમોલ:
ધડ કરી દ્વાર વાસતો નાઠો પાછળ નેન કરી,
દૂર જતાં જતાં માર્ગમાં સ્હેજ ફરી:

ઉછળે સાગર, વીંઝતા વાંસડા હાથ,
ડાળીઓ ઝીંકતી એકબીજાને ડરવા જાણે મ્હાત
જેમ ઝીંકે ધીક આખલા ઉછળી: દૂર
આભમાં મેઘમૃદંગ ગગડતા ક્રૂર:
સૃષ્ટિના તાંડવે એય ભાળ્યો નવ સાંભર્યાં નેહના નીડ:
દીપક દ્વારનો ક્યાંય છૂપાયો: વચમાં વનની ભીડ.

૨૭ : ૪ : ૩૩



# નિધનની પછીતે ![1]

" કહે હૃદયરાજ ! બે નયનમાં ન એકે ચડયું
વિદગ્ધ ક્યમ અશ્રુબિન્દુ ઉર લોહીનું નીતર્યું ?
અધિક નિજ પ્રાણથી જીવનથી મને ચાહતો,
અને પ્રણયલોઢમાં હજી ન ઓટ સંભ્રમ થતો
કદી નવ મને!" અને ગલિતહસ્ત હિમસમ ઉર બોપાથર્યો
પ્રશાંત મમ વક્ષપેઃ જરીક હસ્ત મારો સર્યો,
સરે પૂરવી–કાળ પીંગળ કપોત માળે ત્યમ,
સુગંધ ધુલિધૂસર સ્ખલિત કેશ મધ્યેઃ જ્યમ
સુસ્નિગ્ધ નયનો કર્યાં હૃદયરાણીને તાકતાં,
કપોલ પર પાંડુ બે અતુટ આંસુ-રેલા થતાઃ

દીઠાં પશ્ચિમ બારીથી હરણી–વ્યાધને કૂદતાં
ફલંગ ભરી જીવલેણઃ પુરના દીવા ઠારતા
વહે ઉનલ વાયુઃ " ને હૃદયરાજ મૂંગો થશે ?
પ્રભાત પડતાં મને અગન દાહ દેતો હશે !
કહે, શું લવલેશ દુઃખ, ભય, યાતના ના થતી ?
નહિ ફરક વિશ્વમાં જદી હતી, હતી ના થતી ? "

1 પછીત=Back-ground

અવાજ સહુ મેં ધર્યા ઉભય હસ્તમાં દેવીના
કપોલ બહુ જોરથીઃ અધિકડાય જોરે ભીના
કર્યાં સુકલ ઓષ્ઠઃ ને શીશ લીધું, ધર્યું છાતીએઃ
ઠર્યું પ્રદીપકોડિયું સમીરસાનઃ ને જાતીએ.

પ્રિયે ! હૃદયરાજ્ઞી ! જે દિવસથી મને તું મળી,
અને કવિત કલ્પને ભભક જ્યોતિ તારી ભળી;
રચેલ તવ ચિત્ર મેં નિધનની પછીતે[1] અને
પ્રભા તરલ નેનની, કમળ લાલી ગાલો ગણી,
કલાપીસમ ડોક, ને અલક કોટિ કોટિ તણી,
અનાઘ્રૂત કુસુમદ્રોણ સમ એ ભરી છાતીને,
ઢળંત નભ બીજશી ચપલ કેસરીણી કટિ,
હથેલી પદપાનીની તરલ આરતીની શિખા,
સમી સકળ આંગળીઃ સહુ પ્રિયે ! હતું ચીતર્યું.
પછીત કરી મૃત્યુની ! તુજ સ્વરૂપનો મેં લહ્યો.
ઉઘાડ ધરી મૃત્યુનું પ્રતિસ્વરૂપ[2] ! તેથી થયો,
ન કંપ મુજ હસ્તમાં સકળ વિશ્વને પાડતો !
સુણ્યો ન પરિશેષ ને નયન જ્યોતિ ઝાંખો થતો.

31 : 3 : 33

---

૧ Back-ground

૨ પ્રતિસ્વરૂપ=Contrast

આમાં ભિન્ન ભિન્ન નાનાંમોટાં નાટકોમાંથી ચૂંટીને કેટલાંક ગીતો અહીં ફરી વાર પ્રસિદ્ધ કરવામાં આવે છે.



## ગીતમાલ્ય







# ‘ વડલો ’માંથી



## કૂકડાનું ગીત

અમે તો સૂરજના છડીદાર,
અમે તો પ્રભાતના પોકારા....ધ્રુવ.

સૂરજ આવશે સાત ઘોડલે,
અરુણ રથ વ્હાનાર !
આગે ચાલું બંદી બાંકો,
પ્રકાશ-ગીત ગાનાર !....અમે૦

નીંદરને પારણીએ ઝૂલે,
ધરા પડી સુનકાર !
ચાર દિશાના કાન ગજાવી,
જગને જગાડનાર !....અમે૦

પ્રભાતનાયે પ્રથમ પ્હોરમાં,
ગાન અમે ગાનાર !
ઊંઘ ભરેલા સર્વ પોપચે,
જાગૃતિ-રસ પાનાર !....અમે૦

જાગો, ઉઠો ભોર થઇ છે,
શૂરા બનો તૈયાર !
સંજીવનનો મંત્ર અમારો,
સકલ વેદનો સાર !....અમે૦

[ ઉત્તરાર્ધ ]

જાગે જગના પ્રાણ સહુ પણ,
વ્યર્થ બધો પોકાર !
આભ ચીરૂં હું તોય ન પહોંચે,
નાદ મૃત્યુની પાસ !....અમે૦

મૃત્યુ કેરી નીંદ ચિરંતન,
ક્યાં છે જગાડનાર ?
સૂર્યકિરણ જે પાર ન પહોંચે,
શા ખપનો છડીદાર ?

અમે તો સૂરજના છડીદાર,
અમે તો પ્રભાતના પોકાર !

## પંખીગણની પ્રાતરોપાસના

અખિલ બ્રહ્માન્ડના પ્રથમ સર્જનદિને,
શારદાની વીણા શબ્દ સાધે;
એકલો ઉડતો આભથી ઉતરી,
આદિ-પંખી ત્યહીં ગીત લાધે!
અખિલ બ્રહ્માન્ડના પ્રથમ સર્જનદિને,
શારદાની વીણા શબ્દ સાધે!

પુત્ર વારસ અમે આદિ-પંખી તણાં,
શબ્દ શાશ્વત કલી વિશ્વ ભરતાં!
ગિરિવરે, તરુગણે, ગહન ગહ્વર મહીં,
સાત સાયર પરે કેલિ કરતાં!
અખિલ બ્રહ્માન્ડના પ્રથમ સર્જનદિને,
શારદાની વીણા શબ્દ સાધે!



## ભતવારીનું ગીત

ગોધણ-ધણીની ભતવારી રે,
હું ગોધણધણીની ભતવારી;
આંખો ને હું પ્રેમ-ક્યારી રે,
પતિ આંખો ને હું પ્રેમ-ક્યારી.

સેંથડે સિંદૂરઃ પ્રેમનાં આંજણુ,
આંજ્યાં આંખે મતવારી;
ઢેલડી જેવી હું થનથન નાચું,
આવને મોરલા રબારી રે....હું૦

રૂમઝુમ રૂમઝુમ ઝાંઝર ઝમકે,
ભાલે શી સ્નેહની સિતારી;
ખેતર ખૂંદીને કંથ થાકીને આવે,
દેખે ત્યાં થાક દે વિસારી રે....હું૦

હળવે ઉતારી ભાત મહીડાં પરીસું,
ફૂલડાંની પાથરૂં પથારી;
કંથડને કાજ ઘર રેઢું મૂકીને,
આવું શીમે દોડી દોડી રે....હું૦

વા'લમને છોગલે ગૂંથું ચંબેલડી,
પીંછાં ગૂંથું હું સમારી;
જોઈ જોઈને એ સુખ રળિયામણું,
હૈયામાં ઉડતી ફુવારી રે....હું૦



## હંસગાન

દરિયાના બેટથી ઉડ્યાં અમે તો,
હિમાળા ડુંગર જાવાં જી!
સાત સાત સમદર ઉડી અમારે,
માનસ-સરમાં નાવાં જી!

લૂમે દાડમડી ને ઝૂમે જમરૂખડી,
મોતી માનસનાં ખાવાં જી !
વન વન શોધતી વેરે પાંખડલી,
સરનાં પંકજડાં હસાવાં જી !

જગના પ્રવાસી અમે ઉડતાં પંખીડલાં,
માનસ સરવા જાવાં જી !
આભને ચીરી અવનિ ઉભરાવી,
છેલ્લાં કો હંસગીત ગાવાં જી !



## પંખીગણની સંધ્યાઆરતી

મોતીની મૂઠશાં ડૂંડાં હિલોળતાં,
ખેતરો કૈં કૈં દીઠાં જી રે !
હેતે છલોછલ હૈયાં ઉછાળતી,
નદીઓનાં નીર લાગે મીઠાં જી રે !

રાતે પંખીડલાંને સૂવાને ઢોલિયા,
વન વન વડલા ઉભા જી રે !
આભની અટારીએ ચોકી કરંતા,
નવલખ તારલા સૂબા જી રે !

પંખીને આમ રોજ પ્રેમથી પાળતી,
કુદરત-પંખિણી કોઇ મોટી જી રે!
ભોળાં વિહંગડાંની, મોટી પંખિણીમાત !
વંદન સ્વીકારજે કોટિ જી રે!



## તારાઓનું ગીત

સંધ્યા આવી પૂરે કોડિયાં,
આભ અટારી શણગારે;
વિભાવરી શરમાતી આવી,
નવલખ જ્યોતિ પ્રગટાવે !
ચાર દિશાના વાયુ વાય;
થથરે પણ નવ બૂઝી જાય!

અંબર ગરબો માથે મેલી,
આદ્યા જગમાં રાસ રમે !
નવલખ તારા છિદ્રો એનાં,
મીઠાં મહીંથી તેજ ઝમે !
વ્યોમ તણેયે પેલે પાર !
જ્યોત ઝબૂકે જગ-આધાર !



## ઝાકળનું ગીત

વાદળના મહેલમાં બાર બાર બાળકી,
તેરમી હું બાળકી રોતી જી રે!
આંસુમાં જનમી ને આંસુમાં જીવતી,
વન વન વેરતી મોતી જી રે!

ફુલડાં અપારને નથડી નથાવી,
ખડ ખડ મોતી પરોતી જી રે!
કુમુદિની કાનમાં મૂકું લવિંગડાં,
હીરલા ગૂંથું હું ગોતી જી રે!



## સમીરનું ગીત

દરિયાના બેટમાં બેઠી નીંદરડી,
અવનિને અંચળા ઓઢાડે જી રે!
મંદ મંદ, મંદ મંદ, ગાતી હાલરડાં,
પ્રાણી ત્રિલોકનાં પોઢાડે જી રે!

ઊંઘમાં મીઠી પોઢ્યાં પંખીડલાં,
પારણે–વડલાની ડાળે જી રે!
અણદીઠ હીરલાની દોરી અમે તો,
તાણી નીંદરડી ઝુલાવે જી રે!

ગાજે ગભીર ગાન મીઠો મ્હેરામણ,
એ તો નીંદરની સિતારી જી રે !

આંગળી ફૂર ફૂર વાયુ નીંદરની,
સ્પર્શે ત્યાં ઊઠતી ધ્રુજારી જી રે !



## 'વૃષલ' માંથી

### વૃષલનું ગીત

અમે વગડાને વાટ વસનારા રે,
અમે વગડાને વાટ વસનારા;
અમે ફુલડાંની સાથ હસનારા રે,
અમે ફુલડાંની સાથ હસનારા....અમે૦

ઉંચ-નીચ ભાવના ભેદ ભરેલા,
છાંડ્યા સમાજ-વસવાટા;
અમે હૈયાના હેત કસનારા રે,
અમે વગડાને વાટ વસનારા....અમે૦

ટેકરે, તળાવડે, વ્યોમ હરિહૈયે,
સમદરમાં સાથ ધસનારા;
અમે એકતામાં શ્વસનારા રે,
અમે વગડાને વાટ વસનારા....અમે૦

આંબાની ડાળ પર બોલે કોયલડી,
ઉરમાં બજે એકતારા;
તમે હીન કહી કોણ હસનારા રે,
અમે વગડાને વાટ વસનારા....અમે૦

## ' બહારનો અવાજ ' માંથી

### દીવડીની આરતી

દસ કોઠે દસ દીવડા કીધા,
અંતર થાળમાં આરતી.
પરસેવાના ધૂપ ધરી દીધા,
આંતર ઘંટ પૂકારતી.

જગના લોકના મેલ હરી હરી,
ફૂલ મૂક્યાં તુજ પાયમાં;
પાપતણાં નૈવેદ્ય દીધાં ધરી,
અવર કાંઇ ધરાય ના.

હાડ સૂકાં અમ ચામ ગંધાતાં,
પગલાં એમાં પાડજે !
છોડવાના નથી કોઇ કાળે તને,
છાંડવા હોય તો છાંડજે !



## 'કેતકી' માંથી

### કેતકીનું ગીત

આવ રે આવ;
દખિણના વાયરા!
ઉત્તરી ઝૂલાવ,
દખિણના વાયરા!

વર્ષાએ વાત કરી નમી નમી કાનમાં,
રજનિએ આંખ મીંચી કાળા વિતાનમાં;
ડોલે હૈયાનું નાવ:
મારે અંગ અંગ કેસરના પુંજ લળે સાનમાં.
એનાં પીળાં સજાવ,
દખિણના વાયરા!
ઉત્તરી ઝૂલાવ.
દખિણના વાયરા:

વન વન વાયરા વાત સંભળાવ:
"કેતકીની ફાટ ફાટ કાય:
એનું અંતર ઉભરાય!
કોઈ આવો, એ આજ અણુમૂલ વેચાય!
કાંઈ કહેશો ત્યાં કેશરના પુંજ વેરાય!
જેને જોવે છે જાવ!"
દખિણના વાયરા!

ઉત્તરી ઝૂલાવ
દખિણના વાયરા !
મને કોઈ લઈ જાવ,
દખિણના વાયરા !

એકલ પરમાણુ વહી ધરતી તળાવ,
'કોઇ એકલ ?' ઓ વાયરા ! પૂછજે સવાલ:
એકલતા હોય ત્યાં કેશર વર્ષાવ;
મને સઘળે ફેલાવ,
દખિણના વાયરા !
ઉત્તરી ઝૂલાવ,
દખિણના વાયરા !



## ગુંજનનું ગીત

ઉભો હતો ઉંચી કરાડ,
અદમ્ય સાદ ઉરથી સર્યો રે !
વીંધ્યા પત્થર ને વીંધ્યા પહાડ,
અજાણ ખૂણે પડઘો પડ્યો રે !

તે રાતથકી શોધું એ સ્થાન,
જ્યાં અંતર હોંકાર સાંપડ્યો રે !
વાયુ વાત સુણ્યાં મેં ગાન,
ટેકરાની ટોચે ચડ્યો રે !

ઊંચેરી આભની કમાન,
　　આલીજન, મૂંગું રણ્યો રે!
વન વન માંડ્યા મેં કાન,
　　સાદ નવ પાછો જડ્યો રે!



# 'પદ્મિની' માંથી

## પદ્મિનીનો ધ્વનિ

વગડાને વાટ કો' લજામણીનો લૂમખો:
લીલુડી પાંદડીમાં જાંબલી ફૂલે ગૂંથ્યો:
"અડશો મને ન કો" અધીર!
મારો સાળુ ચોળાય!
પ્રેમરાગ સ્પર્શથી અંગ અકળાય!

ફૂલડાં સંગાથ એક શેવતીનો ઝૂમખો:
નીલમના ઝુંડમાં પારસ ફૂલે લચ્યો:
પડછાયો કોઈનો કુટિલ!
મારૂં અંગ અભડાય!
ભોગભૂખી આંખડીથી પાંખડી કપાય!

એકલ ઉરોતણા અબોલ શબ્દ ઉપડ્યા;
દરિયાના બેટમાં પડઘા થઈ પડ્યા;
દીવાદાંડીનું થયું શરીર!
એના 'આવ!' સંભળાય!
ભેખડની બાથ એ તો! પાસ ના જવાય!

આભલાના ઘૂરજમાં રૂપવેલ વીજળી:
તેજતણી કાયમાં પ્રતાપની શિખા બળી:
જોબનનાં તેજ ભર્યાં ચીર!
રૂપ એનાં દૂરથી પીવાય!
અડીએ તો અડનારૂં ખાખ થઇ જાય!

પદ્મિની પુષ્પમાં વસંત એક જોગણી:
અનંગ સમી આંખમાં પવિત્રતા ધખે ધૂણી:
અડશો ના! રોમ રોમ તીર!
એના આશિષ લેવાય!
સિંહણનાં દૂધ સિંહથી જ જીરવાય!

૨૦ : ૭ : ૩૨



# ' મોરનાં ઈંડાં 'માંથી

## તીરથનાં ત્રણ ગીતો

: ૧ :

હાથ હતા વણકેળવ્યા મારા,
કંઠમાં ખૂબ કચાશ;
કંઠમાં ખૂબ કચાશ:
જાણું નહિ આજ એકતારામાં,
કોણ ઉપાડતું શ્વાસ ?
બાંધ્યા કોઇ કોયલે માળા !
ગળામાં આજ રૂપાળા !

જૂનો થયો જરી એકતારો ને,
વાંસમાં ઉપડી ફાટ;
વાંસમાં ઉપડી ફાટ:
ખોખરી ખૂંટીએ ગૂંચળા લેતા
તારને ગાળતો કાટ:
કોઇ તોય તુંબ છૂપાણું !
ગવાડતું ગેબનું ગાણું !

: ૨ :

પાંખો કાપવી'તી તો....રે....
મોરલાને જનમ કેમ આપ્યો?
હે! પડઘો ન પાડવો તો....રે....
અંતરે સાદ કાં આલાપ્યો?
—જનમ કેમ આપ્યો?

સામી મોલાતમાં દીવડી ફરૂકે,
ફરૂકે મારા અંતરની જ્યોતિ!
હે! આડી ચણી આ કાચની દીવાલ તો,
લોહની દીવાલ કાં ન રોપી?
—સાદ કાં આલાપ્યો?

પાંખો કાપવી'તી તો....રે....
મોરલાને જનમ કેમ આપ્યો?

: ૩ :

નીચે નિરંજરા નર્તકી રે,
ને ઉંચે ઝળૂંબે આભ:
વાદળાંએ હૈયાં ખોલ્યાં!

નદીઓનાં નીરમાં હેલી ચડી રે,
ગાજ્યા વનગહ્વરના ગાભ:
ધણુણુ ડુંગર ડોલ્યા!

ભાઇ રે મેહુલા જરી રોતો રે'જે રે,
નદીમાતા ઓસરજો પૂર:
સામે કાંઠે કૂકડા બોલ્યા !

આ કાંઠે હું, સામે સાહ્યબો રે,
સધગાળે નદીકેરાં પૂર:
પ્રેમપથ મરતક મોલ્યાં !



## આરતીનું ગીત

એક કોળી આવ્યો,
મારા દાદાની ડેલીએ;
ઈંડાંના ટોપલા લાવ્યો જી રે,
કોળી આવ્યો !

ઘોડી કૂદાવતો વીર મારો આવ્યો,
હળવેકથી એક હાથ લંબાવ્યો:
એને નીલસડો રંગ મન ભાવ્યો જી રે,
કોળી આવ્યો !

મોટી મે'લાતથી કાકાજી ઉતર્યા,
ધારી ધારી અનેક ઈંડાં મને ધર્યાં;
એનો પચરંગમાં મન ધાયોજી રે,
કોળી આવ્યો !

મુને ઘેલીને તે હોય શાં પારખાં?
સઘળાં ઈંડાં એક સરખાં મને હતાં!
ધોળામાં દિલ લોભાયાં જી રે,
કોળી આવ્યો!

ભાઈને પોપટ, ટીટોડી કાકાને સાંપડી,
ભોળીને મા'દેવની આરતી નકી ફળી;
રંજરાજશો રઘવાયો જી રે,
કોળી આવ્યો!

મોરલો મળ્યો તોય રહી હું અભાગણી,
આવી પૂગી એક અદકેરી માગણી;
હાકલની કેડીએ ધાયો જી રે,
કોળી આવ્યો!

સાત સમદર, ને હિમળા જજે ચડી!
ઉડજે મોર! મારી રખ્ખાની રાખડી!
મોરપીંછ એક ના ફગાયો? જી રે,
કોળી આવ્યો!

એક કોળી આવ્યો,
મારા દાદાની ડેલીએ;
ઈંડાંના ટોપલા લાવ્યો જી રે,
કોળી આવ્યો!



# કાલક્રમિકા



| સંખ્યાંક | કાલ | |
|---|---|---|
| ૭૦ | ૧૨–૨–૩૨ | ,, |
| ૭૧ | ૧૫–૨–૩૨ | ઝંઝાવા |
| ૭૨, ૭૩ | ૧૬–૨–૩૨ | કોડિયાં : અટા |
| ૭૪ | ૧૭–૨–૩૨ | કવિ |
| ૭૫ | ૨૧–૨–૩૨ | ધ્રુવક |
| ૭૬ | ૨૧–૨–૩૨ | કોડિયાં |
| ૭૭ | ૨૮–૨–૩૨ | ,, |
| ૭૮ | ૨૯–૨–૩૨ | ,, |
| ૭૯ | ૩–૩–૩૨ | ,, |
| ૮૦ | ૩૧–૩–૩૨ | "ગાવું |
| ૮૧ | ૩૧–૩–૩૨ | પાનખર |
| ૮૨ | ૮–૪–૩૨ | ઉડતા |
| ૮૩ | ૩–૭–૩૨ | ટાઢાં ટ |
| ૮૪ | ૨૩–૭–૩૨ | બાને |
| ૮૫ | ૮–૮–૩૨ | ટાઢાં ટ |
| ૮૬ | ૮–૮–૩૨ | સમીરણ |
| ૮૭ | ૨૯–૮–૩૨ | ટાઢાં ટ |
| ૮૮ | ૩૧–૮–૩૨ | પૂરવ પ્રે |
| ૮૯ | ૧૩–૯–૩૨ | યુગવણ |
| ૯૦ | ૧૮–૯–૩૨ | પળે પાછે |
| ૯૧ | ૧૮–૯–૩૨ | બાવીશમે |
| ૯૨ | ૨૪–૯–૩૨ | ૨૪મી સ |

| સંખ્યાંક | કાલ | કાવ્ય | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૯૩ | ૨-૧૦-૩૨ | અમૃતના ઉંબરમાં | ૮૭ |
| ૯૪ | ૧૨-૧૨-૩૨ | મૌન ગાજે! | ૮૮ |
| ૯૫ | ૨૭-૩-૩૩ | આજ મારો અપરાધ છે, રાજા! | ૨૧૮ |
| ૯૬ | ૨૭-૩-૩૩ | ઝંઝારાતે | ૨૨૦ |
| ૯૭ | ૩૦-૩-૩૩ | છતાંય સ્મરવા! | ૭૨ |
| ૯૮ | ૩૧-૩-૩૩ | નિધનની પછીતે | ૨૨૩ |
| ૯૯ | ૬-૬-૩૩ | શૂન્યશેષ | ૭૩ |
| ૧૦૦ | ૨૬-૬-૩૩ | પાપી | ૧૩૪ |
| ૧૦૧થી ૧૦૮ | ૨૭-૬-૩૩ | ચાંદરણાં-૩ થી ૧૦ | ૧૧૬ થી ૧૧૯ |
| ૧૦૯ | ૨૯-૬-૩૩ | અવલોકિતેશ્વર | ૧૪૧ |
| ૧૧૦ | ૩૦-૬-૩૩ | નર્મદને એક પ્રશ્ન | ૧૧૨ |
| ૧૧૧ | ૩-૭-૩૩ | રૂપરાણી | ૧૪૫ |
| ૧૧૨ | ૩-૩-૩૪ | અંજની : પ્રચણ્ડપુત્રમાતા | ૧૫૫ |

આ ઉપરાંત ગીતમાલ્યનાં સત્તર ગીતોનો કાળ તે તે નાટકોનો હોઈ ચ કાલક્રમિકામાં નથી આપ્યો.



| સંખ્યાંક | કાલ | કાવ્ય | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૭૦ | ૧૨–૨–૩૨ | ,, ,, ,,—૨ | ૧૨ |
| ૭૧ | ૧૫–૨–૩૨ | ઝંઝાવાત | ૨૦૫ |
| ૭૨, ૭૩ | ૧૬–૨–૩૨ | કોડિયાં : અટારી બીજી: ૩, ૮ | ૧૩, ૧૮ |
| ૭૪ | ૧૭–૨–૩૨ | કવિ | ૮૫ |
| ૭૫ | ૨૧–૨–૩૨ | ઘુવડ | ૨૦૮ |
| ૭૬ | ૨૧–૨–૩૨ | કોડિયાં : અટારી બીજી–૪ | ૧૪ |
| ૭૭ | ૨૮–૨–૩૨ | ,, ,, ,,—૫ | ૧૫ |
| ૭૮ | ૨૯–૨–૩૨ | ,, ,, ,,—૬ | ૧૬ |
| ૭૯ | ૩–૩–૩૨ | ,, ,, ,,—૭ | ૧૭ |
| ૮૦ | ૩૧–૩–૩૨ | "ગાવું ના !" | ૮૬ |
| ૮૧ | ૩૧–૩–૩૨ | પાનખર | ૨૧૧ |
| ૮૨ | ૮–૪–૩૨ | ઉડતા શ્યામાને | ૨૧૨ |
| ૮૩ | ૩–૭–૩૨ | ટાઢાં ટબૂકલાં–૪ | ૧૮૭ |
| ૮૪ | ૨૩–૭–૩૨ | બાને | ૧૦૨ |
| ૮૫ | ૮–૮–૩૨ | ટાઢાં ટબૂકલાં–૫ | ૧૮૮ |
| ૮૬ | ૮–૮–૩૨ | સમીરણ | ૨૧૫ |
| ૮૭ | ૨૯–૮–૩૨ | ટાઢાં ટબૂકલાં—૬ | ૧૮૯ |
| ૮૮ | ૩૧–૮–૩૨ | પૂરવ પ્રેમી | ૨૧૬ |
| ૮૯ | ૧૩–૯–૩૨ | યુગવણકર | ૧૦૬ |
| ૯૦ | ૧૮–૯–૩૨ | પળે પાછો ! | ૧૦૭ |
| ૯૧ | ૧૮–૯–૩૨ | બાવીશમે વર્ષે | ૧૬૭ |
| ૯૨ | ૨૪–૯–૩૨ | ૨૪મી સપ્ટેમ્બર | ૧૧૧ |

| સંખ્યાંક | કાલ | કાવ્ય | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૯૩ | ૨-૧૦-૩૨ | અમૃતના ઉંબરમાં | ૮૭ |
| ૯૪ | ૧૨-૧૨-૩૨ | મૌન ગાજે! | ૮૮ |
| ૯૫ | ૨૭-૩-૩૩ | આજ મારો અપરાધ છે, રાજા! | ૨૧૮ |
| ૯૬ | ૨૭-૩-૩૩ | ઝંઝારાતે | ૨૨૦ |
| ૯૭ | ૩૦-૩-૩૩ | છતાંય સ્મરવા! | ૭૨ |
| ૯૮ | ૩૧-૩-૩૩ | નિધનની પછીતે | ૨૨૩ |
| ૯૯ | ૬-૬-૩૩ | શૂન્યશેષ | ૭૩ |
| ૧૦૦ | ૨૬-૬-૩૩ | પાપી | ૧૩૪ |
| ૧૦૧થી ૧૦૮ | ૨૭-૬-૩૩ | ચાંદરણાં-૩ થી ૧૦ | ૧૧૬થી ૧૧૯ |
| ૧૦૯ | ૨૯-૬-૩૩ | અવલોકિતેશ્વર | ૧૪૧ |
| ૧૧૦ | ૩૦-૬-૩૩ | નર્મદને એક પ્રશ્ન | ૧૧૨ |
| ૧૧૧ | ૩-૭-૩૩ | રૂપરાણી | ૧૮૫ |
| ૧૧૨ | ૩-૩-૩૪ | આજની : પ્રયણપુત્રમાતા | ૧૫૫ |

આ ઉપરાંત ગીતમાલ્યનાં સત્તર ગીતોનો કાળ તે તે નાટકોનો હોઇ આ કાલક્રમિકામાં નથી આપ્યો.

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

# સૂચિપત્ર



એપ્રીલ

૧૯૩૪



# શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો

| | |
|---|---|
| વાર્તાનું શાસ્ત્ર | ૧–૨–૦ |
| ડૉલ્ટન યોજના (બીજી વાર) | ૧–૦–૦ |
| મોન્ટીસોરી પ્રવેશિકા (સચિત્ર) | ૦-૧૨-૦ |
| બાલશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથ૦ શિક્ષણપદ્ધતિઓ | ૦–૮–૦ |
| પ્રાથમિક શાળામાં ચિઠ્ઠીવાચન | ૦–૫–૦ |
| પ્રાથમિક શાળામાં શિક્ષક | ૦-૧૦-૦ |
| દિવાસ્વપ્ન (બીજી આવૃત્તિ) | ૦-૧૦-૦ |
| ઘરમાં મોન્ટીસોરી ,, | ૦-૧૦-૦ |
| કોઇએ નહોતું કીધું | ૦–૮–૦ |
| વિદ્યાર્થીઓનું માનસ | ૦–૬–૦ |
| છાત્રાલય કમીશનનો અહેવાલ | ૦–૬–૦ |
| માધ્યમિક શાળામાં ભાષાશિક્ષણના ફેરફારો | ૦–૬–૦ |
| મૂંઝવતું બાળક | ૧–૦–૦ |
| મહાન વિગ્રહ પછી જર્મનીમાં કેળવણીની પ્રણાલિ | ૦-૧૨-૦ |
| પ્રાસંગિક મનન | ૦–૮–૦ |
| પરિચય પદ્ધતિ | ૦–૨–૦ |
| વાર્તા કહેનારને | ૦–૧–૬ |
| બાલક્રીડાંગણો | ૦–૧–૬ |
| બાળવાર્તાઓનો વિનોદ | ૦–૧–૬ |
| બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો | ૦–૧–૬ |
| ગ્રામપુનર્ઘટના | ૦–૧–૬ |
| જુવાનો અને જાતીય પ્રશ્નો | ૦–૧–૬ |
| શહેરમાં મોન્ટીસોરી પદ્ધતિ | ૦–૧–૬ |
| વાચનમાળાના સિદ્ધાંતો | ૦–૧–૬ |
| શાસ્ત્રીય દૃષ્ટિ | ૦–૧–૬ |
| રખડુ ટોળી (સમાલોચના) | ૦–૧–૬ |
| હાલતાં ચાલતાં | ૦-૧૦-૦ |

[ કુલ ૧૨–૬–૦ ]　[ શિક્ષણનાં બીજાં પુસ્તકો માટે પાનું ૭મું જુઓ. ]

## અન્ય બાલસાહિત્ય

| | |
|---|---|
| **બાળવાર્તા ભાગ ૧–૨–૩–૪–૫** | |
| પહેલો ભાગ (૩૩ ચિત્રો) | ૦–૬–૦ |
| બાકી દરેકના | ૦–૫–૦ |
| **સૉ. કેનાં પરાક્રમો** | ૦–૩–૦ |
| **બાપુજીની અને બીજી વાતો** (સચિત્ર ૧૫ ચિત્રો) | ૦-૧૦-૦ |
| **બાળ લોકગીત સંગ્રહ ભાગ ૧–૨** | દરેકના ત્રણ આના |

**પીળાં પલાશ** (ત્રણ બાળનાટકો : સચિત્ર) ૦–૭–૦

## આરોગ્યશાસ્ત્ર

| | |
|---|---|
| શરીરવિકાસ | ૧–૦–૦ |
| (પહેલી આવૃત્તિ ખલાસ થઇ છે.) | |

## પ્રવાસ

| | |
|---|---|
| કૈલાસ માનસ સરોવર દર્શન (ત્રીજી આવૃત્તિ) | ૦-૧૦-૦ |

# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા: ૮૦ પુસ્તકો

સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

સ્થાનિક રૂા. ૬-૪-૦ : પોસ્ટેજ ૧-૪-૦ દેશમાં, પરદેશ માટે ૧-૧૪-૦

૧ ગણપતિ બાપા
૨ ચકલીયો
૩ ઇભું હતું, ઇભું હતું
૪ હનમડી
૫ કણાટ
૬ બાળકોનો બીરબલ-૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો-૧
૯ હંસ અને હંસા
૧૦ તિરંદાજ
૧૧ ગામડામાં મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ ક્યાંથી આવ્યાં
૧૬ મકનો અને રાક્ષસ
૧૭ રૂપસિંહ ને રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગપેડું
૨૦ ચીડિયાખાતું
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોનાં મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાક્યપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમાં
૩૨ આંગણામાં
૩૩ શેરીમાં
૩૪ બાળશાળામાં
૩૫ ગામમાં
૩૬ ફરવા જઇએ
૩૭ જુગતરામના પાઠો
૩૮ ભોં ભો ભોં
૩૯ ગપેડુ અને ઘોડુ
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો-૨
૪૨ સવારથી માંડીને
૪૩ કુદરતમાં
૪૪ મોતિયો
૪૫ રામજીભાઈ પડી ગયા
૪૬ મગેશનો પોપટ
૪૭ ઘોળીડો ધુએ છે
૪૮ પીરૂ અને-
૪૯ છાણાં થાપી આવ્યા
૫૦ મામાની જાત્ર
૫૧ વાડામાં
૫૨ રોજનીશી
૫૩ બાળકોનો બીરબલ-૨
૫૪ છેટાં રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછ ?
૬૧ ઓતરાતી દીવાલો-૧
૬૨ ઓતરાતી દીવાલો-૨
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર
૬૫ જોડકણાં
૬૬ કહેવત સંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણ પોથી
૭૧ વરત સંગ્રહ
૭૨ રમત જોડકણાં
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ ટુચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનું કથન

# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યગુચ્છઃ ૨૫ પુસ્તકો

સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

કુલ કિંમત ૨-૧૧-૬ : પોસ્ટેજ દેશમાં ૦-૧૩-૦ : પરદેશ માટે ૧-૧-૦

| | | |
|---|---|---|
| ૧ લાલ અને હીરા | ૧૦ વેઠનો વારો | ૧૮ મેંડિયો |
| ૨ ભેંશનાં શીંગડામાં | ૧૧ નવાં વરતો | ૧૯ તારાબેનના પાઠો |
| ૩ ગામડામાં ગયો હતો | ૧૨ વસત આવી | ૨૦ માજીએ કહેલી |
| ૪ આંબો રોપ્યો | ૧૩ તિળ ધ્યા ગુળ ધ્યા | ૨૧ જોયું ને આંખ ઠરી |
| ૫ વિલાયતી વાતો | ૧૪ હેમુભાઇના પાઠો | ૨૨ સટરપટર વાતો |
| ૬ ટૂચકાઓ | ૧૫ જીવજંતુ | ૨૩ ત્રેવીશમું પુષ્પ |
| ૭ બે બાળનાટકો | ૧૬ ઠેકંઠેકા | ૨૪ ચતુર કરોળિયો |
| ૮ દાદાજીની તલવાર | ૧૭ ટેક | ૨૫ પંચામૃત |
| ૯ તકતક્ તર્ર્ર્ | | |

૨૪ ચતુર કરોળિયો ૦–૩–૦ : ૨૫ પંચામૃત ૦–૬–૦

બાકી દરેકનો ૦–૧–૬

# કિશોર અને કુમાર વાચન

| | | | |
|---|---|---|---|
| કિશોર કથાઓ ખંડ–૧ | ૦–૬–૦ | સાગરસમ્રાટ ( સાહસવાર્તા ) | ૦-૧૦-૦ |
| કિશોર કથાઓ ખંડ–૨ | ૦–૬–૦ | વડલો ( સચિત્ર નાટક ) | ૦-૧૦-૦ |
| ધર્માત્માઓનાં ચરિતો | ૦–૮–૦ | આપણા આર્થિક પ્રશ્નો | ૦–૫–૦ |
| રખડુ ટોળી ખંડ–૧ | ૦–૮–૦ | પ્રાસંગિક મનન | ૦–૮–૦ |
| રખડુ ટોળી ખંડ–૨ | ૦–૮–૦ | સુભાષિતરત્નમંજૂષા | ૦–૪–૦ |
| બાલ રામાયણ | ૦-૧૦-૦ | હઝરત મોહમ્મદ પયગમ્બર (સ) | ૦–૩–૦ |
| જાતક કથાઓ | ૦–૮–૦ | ભગવાન બુદ્ધ | ૦–૩–૦ |
| હિન્દુધર્મની આખ્યાયિકાઓ-૧ | ૦–૮–૦ | અશો જરથુશ્ત્ર | ૦–૩–૦ |
| હિન્દુધર્મની આખ્યાયિકાઓ-૨ | ૦–૮–૦ | કૈલાસ માનસ સરોવર દર્શન | ૦-૧૦-૦ |
| સચનો ભેદ ( નાટક ) | ૦–૧–૬ | સેન્ટ જોનનું ભાગવત | ૦–૮–૦ |
| ઇન્સાન મિટા દૂંગા | ૦–૬–૦ | આપણા દેશનો ઇતિહાસ–૧ | ૦–૬–૦ |

ઉપરાંત મહાભારતનાં પાત્રો : બાર પુસ્તકોના રૂ. ૪–૦–૦ [ કુલ રૂ. ૧૩–૩–૬ ]

## મહાભારતનાં પાત્રો (બાર પુસ્તકો)

લેખક નાનાભાઇ

કુલ કિં. રૂ. ૪) પોસ્ટેજ રજીસ્ટ્રેશન દેશમાં ૦–૧૫–૦ : પરદેશ માટે ૧–૫–૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦–૩–૦ | ૫ અર્જુન | ૦–૭–૦ | ૯ ભીષ્મ | ૦–૪–૦ |
| ૨ પાંચાલી | ૦–૪–૦ | ૬ યુધિષ્ઠિર | ૦–૪–૬ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦–૨–૬ |
| ૩ દુર્યોધન | ૦–૩–૦ | ૭ કુંતી-ગાંધારી | ૦–૫–૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦–૬–૦ |
| ૪ ભીમસેન | ૦–૪–૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦–૫–૦ | ૧૨ મહાભારતકથા | ૧–૦–૦ |

[મહાભારત કથા પાકી બંધાઇના ૦–૪–૦ વધારે]

## ધર્મશિક્ષણ

| | | | |
|---|---|---|---|
| ધર્માત્માઓનાં ચરિતો | ૦–૮–૦ | હઝરત મોહમ્મદ પયગમ્બર(સ) | ૦–૩–૦ |
| બાલ રામાયણ | ૦–૧૦–૦ | સેન્ટ જોનનું ભાગવત | ૦–૮–૦ |
| ભગવાન બુદ્ધ | ૦–૩–૦ | જાતક કથાઓ | ૦–૮–૦ |
| અશો જરથુશ્ત્ર | ૦–૩–૦ | હિંદુધર્મની આખ્યાયિકાઓ-૧ | ૦–૮–૦ |

હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ ખંડ બીજો ૦–૮–૦

## વિનયમંદિર માટેનાં પાઠ્યપુસ્તકો

| સંસ્કૃત | | ગુજરાતી | |
|---|---|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧–૮–૦ | ગુજરાતી કવિતા પ્રથમ વર્ષ | ૦–૩–૦ |
| સંસ્કૃતપ્રથમ પુસ્તક (અર્થ સાથે) | ૦–૬–૦ | ગુજરાતી કવિતા દ્વિતીય વર્ષ | ૦–૩–૦ |
| સુભાષિતરત્નમંજૂષા | ૦–૪–૦ | ગુજરાતી કવિતા તૃતીય વર્ષ | ૦–૩–૦ |
| સસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦–૩–૦ | ગુજરાતી કવિતા ચતુર્થ વર્ષ | ૦–૮–૦ |
| સંસ્કૃ તતૃતીયપુસ્તક (વ્યાકરણ) છપાય છે | | આપણા દેશનો ઇતિહાસ-૧ (કુમાર આવૃત્તિ) | ૦–૩–૦ |
| સસ્કૃત સુભાષિતો | ૦–૨–૦ | | |

### હિન્દી

હિન્દી સુભાષિતો પ્રથમ વર્ષ ૦–૨–૦ હિન્દી સુભાષિતો દ્વિતીય વર્ષ ૦–૨–૦

[કુલ રૂ. ૩–૧૦–૬]

## ચિત્ર બાલવાચન

| | | | |
|---|---|---|---|
| ચાલણગાડી નાની | ૦–૧–૩ | ચાલણગાડી મોટી | ૦–૧–૬ |

## સંસ્કૃત શીખવવાનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧-૮-૦ | પરિચય પદ્ધતિ ( નિરૂપણ ) | ૦-૨-૦ |
| સંસ્કૃત પ્રથમ પુસ્તક અર્થ સાથે | ૦-૬-૦ | સુભાષિતરત્નમંજૂષા | ૦-૪-૦ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦-૩-૦ | સંસ્કૃત સુભાષિતો | ૦-૧-૦ |

સંસ્કૃત તૃતીય પુસ્તક ( વ્યાકરણનું ) છપાય છે.

## માબાપો માટે

| | | | |
|---|---|---|---|
| દિવાસ્વપ્ન | ૦-૧૦-૦ | બાલક્રીડાંગણો | ૦-૧-૬ |
| મોન્ટીસોરી પ્રવેશિકા (સચિત્ર) | ૦-૧૨-૦ | વાર્તા કહેનારને | ૦-૧-૬ |
| બાલશિક્ષણ | ૦-૧૦-૦ | બાળવાર્તાઓનો વિનોદ | ૦-૧-૬ |
| ઘરમા મોન્ટીસોરી | ૦-૧૦-૦ | બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો | ૦-૧-૬ |
| કોઇએ નહોતુ કીધુ | ૦-૮-૦ | નવા આચારો | ૦-૧-૦ |
| પ્રાસંગિક મનન | ૦-૮-૦ | સ્વતંત્ર બાલશિક્ષણ | ૦-૧-૦ |
| ઘરમાં બાળકે શુ કરવુ ? | મફત | | |

## અક્ષરજ્ઞાન યોજનાનાં પુસ્તકો

### ગુજરાતી

કેમ શીખવવું ( શિક્ષકો માટેનુ પુસ્તક ) મફત

| (ભણનાર માટેના) | કાર્યાલયમા | બીજે |
|---|---|---|
| ચાલો વાંચીએ | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો પહેલી | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો બીજી | ૦-૧-૦ | ૦-૧-૩ |
| આગળ વાંચો ત્રીજી | ૦-૧-૬ | ૦-૨-૦ |

### મરાઠી

कसें शिकवावें (શિક્ષકો માટે) મફત

माझें पुस्तक (ભણનાર માટે) ૦-૧-૦

### ઉર્દૂ

ઉર્દૂ કેમ શીખવવું　મફત

આસાન અલીફ બે　૦-૧-૦

( ભણનાર માટેનું પુસ્તક )

### ઇતિહાસ

આપણા દેશનો ઇતિહાસ　૦-૬-૦

પ્રથમ પુસ્તક ( દસમી આવૃત્તિ )

### અર્થશાસ્ત્ર

આપણા આર્થિક પ્રશ્નો　૦-૫-૦

લેખકો : પ્રો. વાડીઆ અને રાવ.

# શિક્ષણનાં બીજાં પુસ્તકો તથા સામયિકો

## શિક્ષણશાસ્ત્ર

૧ મોન્ટીસોરી પદ્ધતિ ૨-૦-૦

૨ વસંત બાલશિક્ષણ પ્રચારમાળા
નવ પુસ્તકોનો પ્રથમ
ગુચ્છ : પાકી બંધાઇ ૦-૧૧-૦
દસ પુસ્તકોનો દ્વિતીય
ગુચ્છ : પાકી બંધાઇ ૦-૧૧-૦

૩ મોન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા
સાત પુસ્તકોનો પ્રથમ
ગુચ્છ : પાકી બંધાઇ ૦-૧૦-૦

૪ દ્વિતીય મોન્ટીસોરી સંમેલન
નિબંધસંગ્રહ ૦-૧૨-૦

નવા આચારો ૦-૧-૦

સ્વતંત્ર બાલશિક્ષણ ૦-૧-૦

## શિક્ષણનાં સામયિકો

૫ "શ્રીદક્ષિણામૂર્તિ" ત્રૈમાસિક
વાર્ષિક લવાજમ દેશમાં ૨-૦-૦
પરદેશ માટે ૨-૮-૦
અથવા ચાર શિલિંગ

૬ "શિક્ષણ પત્રિકા" માસિક:
વાર્ષિક લવાજમ દેશમાં ૧-૦-૦
પરદેશ માટે ૧-૮-૦
અથવા બે શિલિંગ

૭ "છાત્રાલય" માસિક:
વાર્ષિક લવાજમ દેશમાં ૧-૦-૦
પરદેશ માટે ૧-૮-૦
અથવા બે શિલિંગ.

# ૧૯૩૩માં પ્રગટ થયેલાં પુસ્તકો

બાલસાહિત્ય ગુચ્છનાં છેલ્લાં ૧૨ પુસ્તકો.

મોન્ટીસોરી પ્રવેશિકા ૦-૧૨-૦

પ્રાથમિક શાળામાં શિક્ષણ-પદ્ધતિઓ ૦-૮-૦

પ્રાથમિક શાળામાં ચિઠ્ઠીવાચન ૦-૫-૦

મૂગવતું બાળક ૧-૦-૦

બાપુજીની અને બીજી વાતો ૦-૧૦-૦

સૉક્રેના પરાક્રમો ૦-૩-૦

સાગરસમ્રાટ (સાહસ વાર્તા) ૦-૧૦-૦

પીળા પલાશ (બાળ નાટકો) ૦-૭-૦

રખડુ ટોળી ખંડ બીજો ૦-૮-૦

હિંદુ ધર્મની આખ્યાયિકાઓ
ખંડ બીજો ૦-૮-૦

મહાન વિગ્રહ પછી જર્મનીમાં
કેળવણીની પ્રણાલિ ૦-૧૨-૦

પ્રાથમિક શાળામાં શિક્ષક ૦-૧૦-૦

**ખાસ નવી આવૃત્તિઓ:—**

બાળવાર્તા ભાગ પહેલો ૦-૬-૦
(૩૩ ચિત્રો)

બાળવાર્તાઓ ભાગ બીજો, ત્રીજો,
ચોથો, પાંચમો દરેકના ૦-૫-૦

## ૧૯૩૪માં પ્રગટ થયેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| હાલતાં ચાલતાં | શ્રી. ગિજુભાઈ | ૦-૧૦-૦ |
| શા માટે | શ્રી. હરભાઇ | ૦-૮-૦ |

### ખાસ નવી આવૃત્તિઓ

સંસ્કૃત પ્રથમ પુસ્તક ( પાંચમી આવૃત્તિ ) ૦-૬-૦

[ કાર્ડબોર્ડ પૂંઠું : કલૉથપટ્ટી : ૧૨૦૦ શબ્દોના અર્થ ]

સંસ્કૃત દ્વિતીય પુસ્તક ( બીજી આવૃત્તિ ) ૦-૩-૦

પોસ્ટેજ ખર્ચ બધાં પુસ્તકોમાં જુદું ગણવાનું.

આ પહેલાંની કિંમતો રદ ગણવી. વિગતવાર સૂચિપત્ર મગાવો.

## હવે પછી પ્રગટ થવાનાં નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ પ્રાથમિકશાળામાં કલા અને કારીગરીનું શિક્ષણ ( બે ખંડ ) | | ગિજુભાઇ |
| ૨ કોડિયાં–કાવ્યસંગ્રહ | ( સચિત્ર ) | કૃષ્ણલાલ શ્રીધરાણી |
| ૩ ઇસપનાં પાત્રો | ( સચિત્ર ) | ગિજુભાઈ |
| ૪ સંસ્કૃત તૃતીય પુસ્તક (વ્યાકરણ) | | નાનાભાઈ |
| ૫ સાહસિકોની સૃષ્ટિ | | મૂળશંકર મો. ભટ્ટ |
| ૬ વડીલો વાંચે | | હરભાઇ ૦–૧૦–૦ |
| ૭ ગૃહપતિને | | નાનાભાઈ |
| ૮ માબાપોને | | ગિજુભાઈ |
| ૯ નવી કેળવણી | | હરભાઈ |

શ્રીસરસ્વતી છાપખાનું : દક્ષિણામૂર્તિ : ભાવનગર : ૨૨–૪–૩૪ : ૭૦૦